ॐ

तत्सत् परमात्मने नमः

# શ્રીગૌડ શુભેચ્છકમંડળનું પ્રથમ સંમેલન

અને

# વાર્ષિક રિપોર્ટ,



अन्नदानात्परं नास्ति विद्यादानं ततोऽधिकम् ।

अन्नेन क्षणिका तृप्तिर्यावज्जीवन्तु विद्यया ॥

---


પ્રમુખની અનુમતિથી પ્રકાશક:—સેક્રેટરિ

ચુનીલાલ પીતામ્બર જોષી ગોધરા મ્યુ. સ્કુલમાસ્તાર


---


વિક્રમાર્ક-૧૯૭૨. સન ૧૯૧૭.

સાહિત્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ રીચીરોડ—અમદાવાદ.

આ રીપોર્ટ નંદલાલ ચુનીલાલ બોડીવાલાએ છાપી પ્રસિદ્ધ કર્યો.

૬૮૮૭૮
ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

# પ્રસ્તાવના.

જો કે આ લઘુ પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર તો નથીજ છતાં આ પુસ્તકનો પ્રકાશ કેમ અને કેવી રીતે થયો, તે જણાવવા ટુંકમાં અત્રે સમાવેશ કર્યો છે.

શ્રીગૌડ બ્રાહ્મણોના કેટલાક વિભાગોમાંનો "જીર્ણપક્ષના શ્રીગૌડ ગૃહસ્થ" એ એક વિભાગ છે આ વિભાગની વસ્તી પેકજ ગામમાં અગર જથામાં નહીંનાં ગોધરા, શહેરા, વનોડા, ડાકોર, ઉમરેઠ. બાયડ ઇત્યાદિ સ્થળે, તેમ ચરોતરનાં અને લુણાવાડા સંસ્થાનનાં કેટલાંક નાનાં ગામડામાં વીખગએલી છે. એકંદર વસ્તી લગભગ ૧૦૦૦ માણસની હોઈ તેમાંના ઘણો ખરો વર્ગ કેળવણીમાં અદ્યાપિ ઘણોજ પછાત છે. ચાલુ સમયમાં કેટલાક યુવકો કંઈક વિદ્વાન થયા છે, તો કેટલાક વિદ્વાનોના સમાગમમાં આવી સુધારકારી થયા છે. જેમાંના ઘણાકના અંતઃકરણમાં "આપણી જ્ઞાતિ બીજી સુધરેલી જ્ઞાતિઓના જેવી ક્યારે થાય! આપણી જ્ઞાતિમાં ઘણાં ગ્રેજ્યુએટો ક્યારે જોઈશું! ઘણા પંડિતો ક્યારે જોઈએ! સારા ઉદ્યમીઓને અધીકારીઓ ક્યારે જોઈએ!" ઇત્યાદિ ઉર્મીઓ જાગ્રત થવાથી એ સ્થિતિમાં આવવાને શું વિઘ્નો છે, તે જોઈ દુર કરવાનો ઉપાય શોધવાની ઘણા બંધુઓ પ્રવૃત્તિ કરવા લાગ્યા; જેના પરીણામે સંવત ૧૯૬૮ માં રામક્ષેત્ર (ડુંગરસ્ટેશન) મુકામે સર્વ જ્ઞાતિ મંડળે એકઠા થઈ, જ્ઞાતિના રિવાજોમાં સુધારા વધારા કરી, સર્વની જાણ માટે બુકો છપાવી બહાર પાડી. ખરેખર આથી કંઈક લાભ થયો છે ખરો અને હવે પછી પણ થશે. વળી તેજ પ્રસંગે વિદ્યાતેજક ફંડનું બીજ રોપાયું. અને ઘણાક તેમાં અંગીભુત થયા. અને પંચ તરફથી પણ સારી મદદની આશા મળી પણ અફસોસ! આગળ જતાં આતો માત્ર સ્મશાન વૈરાગ્યજ માલમ પડયો, અને ફંડ કુમળાવૃક્ષની માફક બાલ્યાવસ્થામાંજ કરમાવા બેઠું. સદ્‌ભાગ્યે તેનું બીજ રોપનાર હયાત હતા, જેમણે ગોધરા મુકામે એકત્ર થઈ, આ કરમાતા નાનકડા વૃક્ષને પોષણ અપવા નવું બંધારણ રચી (હાલનું) એક શ્રીગૌડ શુભેચ્છક મંડળ બનાવ્યું. કેટલાક બંધુઓની આ મંડળ સમગ્ર જ્ઞાતિથી વિરૂદ્ધકાર્ય

કરવા બંધાયું છે, તેવી માન્યતા હોવાથી, તો કેટલાક બંધુઓ આ મંડળની હીલચાલથી પુરતા માહિતગાર નહિ હોવાથી તેમાં સામેલ થઈ શક્યા નથી, તેઓની માહિતી અર્થી આ મંડળે ડાકોર મુકામે સંમેલન ભરી જે કાર્ય કર્યું તે તથા આજસુધીનો સર્વ અહેવાલ :છપાવી મુરીવાચકો સમક્ષ રજુ કરવામાં આવે છે, તો આશા છે કે સર્વ બંધુઓ મંડળના હેતુ ખરી રીતે ધ્યાનપર લઈ ગુણ ગ્રાહી થઈ ફંડને પોષણ કર્તા થશે.

કેટલાક અનિવાર્ય સંયોગોને લીધેજ આ રિપોર્ટ વાચકોના કરકમળમાં મુકવામાં ઢીલ થઈ છે, તો આશા છે કે સર્વ બંધુ તે માટે ક્ષમા અર્પશો.

નમ્ર સેવક.

ચુ. પી. જોષી.

# પ્રથમ સંમેલન.



**यंब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैःस्तवै-**
**र्वेदैःसाङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।**
**ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो**
**यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥**

**શ્રી** ગૌડ શુભેચ્છક મંડળનું **આ પ્રથમ** સંમેલન હોવાથી કોઈપણ પવિત્ર તિર્થ ક્ષેત્રમાંજ **ભરવું** કે જેથી ઇષ્ટદેવ પણ તે કાર્યમાં સહાય થાય, આવી ધાર્મિક માન્યતાને ટેકો આપી વિક્રમાર્ક ૧૯૭૨ ના ભાદ્રપદ શુક્લ પક્ષ ૧૦-૧૧-૧૨ ત્રણ દિવસ ડાકોર ક્ષેત્રમાં પવિત્ર અને સર્વ સગવડોથી ભરપૂર રામબાગમાં ભરવા ગોઠવણ કરી હતી. મંડળનું સ્વાગત કરનાર ડાકોરનિવાસી **રા. રા. જ્યેષ્ટારામ જયશંકર જોષી** તથા **રા. આશારામ દલપતરામ જોષીએ** સર્વ બંધુઓની તન્દુરસ્તી જાળવવા તથા મિટિંગનું સ્થાન આકર્ષક કરવા અપૂર્વ શ્રમ લીધો હતો. વર્ષાઋતુ હોઈ અણધાર્યા વૃષ્ટિના જોરથી નદીનાળા ભરાઈ જવાથી પ્રમુખ સાહેબ તેમજ બીજા કેટલાક બંધુઓ પ્રથમ દિવસે પધારી શકયા નહોતા, જેથી સર્વ બંધુઓએ તે દિવસ ઇચ્છિીત કાર્યના વિચારોની આપલેમાં તથા નવા આવનાર બંધુઓનું સ્વાગત કરવામાં વ્યતિત કર્યો હતો. “વૃષ્ટિને લીધે અધવચ અટકી જવાથી સવારમાં આવુંછું” તો પ્રમુખ સાહેબનો તાર હોવાથી બીજે દીવસે સવારમાં નિત્યકર્મ આટોપી ઘણાખરા બંધુઓ સ્ટેશનપર હાજર થયા હતા. ટ્રેન આવતાં સર્વ બંધુઓના અતિસન્માન સાથે પ્રમુખ સાહેબ રામબાગમાં પધાર્યા હતા. બાદ ડાકોરનિવાસી સર્વ જ્ઞાતિબંધુઓને આમંત્રણ કરી તેઓ સર્વ પધારતાં ત્રણ વાગે મીટીંનુ કાર્ય શરૂ કરવામાં આવ્યુ હતું.

પ્રારંભમાં અપૂર્વ આનંદસહ ઈશ્વરસ્તુતિ થયા બાદ રા. રા. ડાહ્યાશંકર હરગોવિંદ જોષીના દરખાસ્તને રા. રા. **ચુનીલાલ પીતાંબર જોષી**ના અનુમોદનનો સ્વીકાર કરી છોટાઉદેપુર સ્ટેટના શ્રીમંત મહારાજા શ્રીના પર્સનલ મેડીકલ અટેન્ડન્ટ રા. રા. **નર્મદાશંકર છગનલાલ જોશી L. R. C. P. & S.** એ પ્રમુખસ્થાન શોભાવી, મંડળપર કૃપા કરી પધારેલા મહાત્મનશ્રી છગનલાલ સેવકરામ શર્માનું યોગ્ય સન્માન કર્યાબાદ નીચેપ્રમાણે પોતાનું ભાષણ શરૂ કર્યું હતું.

---

## પ્રમુખનું ભાષણ.

---

**મારા સુજ્ઞ બંધુઓ અને મહાશયો !!!**

આપણા જીર્ણ પક્ષના ગૃહસ્થ શ્રીગૌડ બ્રાહ્મણોના આ પ્રથમજ સંમેલન જેવા શુભ પ્રસંગે પ્રમુખ તરીકેના પદમાટેની પવિત્ર ફરજ બજાવવાને મહાન ઘણા બંધુઓ હાજર છતાં મને આજ્ઞા થાયછે, તે હું માથે ચઢાવું છું. હું સારી પેઠે જાણુંછું કે આ સ્થાનને હું બીલકુલ યોગ્ય નથી પરંતુ આજ્ઞાનુસાર આ પવિત્ર ફરજ અદા કરવાને માથે લઉંછું, તો તેમાં તેમજ આજના આપણા મહાન શુભ કાર્યમાં જય મળવાને આપણી ઈષ્ટ દેવી શ્રી મહાલક્ષ્મી પાસે યાચના સ્તુતિ કરવી એ આપણી પ્રથમ ફરજ છે. (**મહાલક્ષ્મી માતકી જય**).

વળી આપણું આજનું કાર્ય શરૂ કરતા પહેલાં નામદાર બ્રીટીશ સરકાર કે જેના નેક અને ન્યાયી સામ્રાજ્યના શીતળ છત્રનીચે આપણે દરેક જાનની શાન્તિ અને ધર્મના સંરક્ષણસાથે આધુનિક સમયના દરેક વૈભવો ભોગવીએ છીએ, અને જે સરકારે પોતાના ન્યાયી ટેક અને અંગત રાજ્યોનું સ્વતંત્રપણું સાચવવાને મહાન કૃતઘ્ની અને હિચકારા શત્રુસામે યુદ્ધ આદર્યું છે, તેનામદારના સત્વરે અને સંપૂર્ણ જયને માટે તેમજ સાર્વભૌમ શ્રી મહારાજા પંચમ જ્યાર્જના દિર્ઘાયુષ માટે આપણા ઈષ્ટદેવપાસે યાચના કરવી એ આપણી એક પવિત્ર ફરજ છે.

આજની સભાના ઉદ્દેશ તથા કાર્યના સંબંધમાં બે શબ્દ કહેવા

પહેલાં આ માંગલિક પ્રસંગે આપ સર્વ બંધુઓએ અત્ર પધારવા જેશ્રમ લીધોછે તેનેમાટે સર્વ બંધુઓનો આભાર માનુંછું. તેમજ સ્વાગત કમીટીના ચેરમેન શ્રીયુત જ્યેષ્ઠારામ જયશંકર જોષી તથા શ્રીયુત્ આશારામ દલપતરામ જોષીએ જે શ્રમ લઈ આપણુ સર્વને ઉપકૃ કર્યાછે, તેમાટે તેઓશ્રીને અભિનંદન ઘટેછે. દીલગીરીની વાત એટલીજ છેકે થોડા વખતપર ગોધરાનિવાસી આપણી જ્ઞાતીના ભૂષણરૂપ શ્રીયુત્ **હરગોવિંદ અમથારામ જોષી** કેટલાક વખતની માંદગીને અંતે મોક્ષ પામ્યા છે, જેમની આપણને મોટી ખોટ પડીછે. તેમજ ડેસરનિવાસી આપણાં મેમ્બર બંધુ રા. રા. મગનલાલ બાગીલાલ પંડ્યા કે જેઓ મંડળપ્રત્યે અતિ શુભ વલણુ ધરાવતા હતા, તેઓનો કોલેરાના ઉપદ્રવથી અકાળે સ્વર્ગનિવાસ થયો છે. જેમની અત્યારે આપણને મોટી ખોટ પડી છે ઈશ્વર તેમના આત્માને શાંતિ અર્પો !!!

બંધુઓ! આપણાં બાળકોની કેળવણી તરફ પ્રગતિ વધે તેવી હીલચાલ જોકે કેટલીક મુદતથી આપણા બંધુઓ કર્યાં જાય છે તોપણ તે હજુ કેવળ ગર્ભાવસ્થામાંજ ચાલતી હોવાથી તેને અમુક ધારણોપર મુકી ઉન્નતિમાં લાવવાના પ્રયાસો અર્થે આપણે એકત્ર થયાછીએ. જ્ઞાતિની સ્થિતી સુધરે અને આપણી જ્ઞાતી અન્ય બ્રાહ્મણ કોમોમા અગ્રગણ્ય થાય, તેવું અભિમાન આપણા સર્વ બંધુઓને હોય એ સ્વાભાવિક છે. આપણે બે દિવસ મળી મિષ્ટાન્ન ઉડાવી છુટા પડી જવા અત્રે એકત્ર થયા નથી, પણ હમેશનેમાટે આપણા હૃદય એકત્ર કરી આગળ વધવાનો વિચાર કરવો, તેમજ આપણા જ્ઞાતિબંધુઓના લૌકિક મત કેળવવા શુભ યોજનાઓ ઘડવી એ આપણું અત્યારનું લક્ષ્યબિંદુ છે. આ સમેલનને અત્યારે ગમેતે નામ અપાતું હોય તેઉપર આપણે લક્ષ ન આપતાં આપણે જે કાર્ય કરીશું અને પરિણામ બતાવીશું, તેઉપરથી જ્ઞાતિબંધુઓ જે યોગ્ય નામ આપશે, તે ઉપરજ લક્ષ આપવાની જરૂર છે.

બંધુઓ! આપણે પ્રથમ તો આપણી જ્ઞાતિની કેળવણી કે જેહનું બાલ્યાવસ્થામાં પણ આવેલી જણાતી નથી તેનો વધારો કરવા વિશાળ અને મજબુત પાયો નાખવાની જરૂર છે. કમભાગ્યે આપણી આર્થીક સ્થિતિ ઘણીજ કંગાળ છે, જેથી આપણે ધનની મદદથી ફંડને એકદમ મોટા પાયા-

પર મુકાએલું જોઇ શકયા નથી. પરંતુ વિચાર કરતાં જણાઇ આવેછે કે તેનું મુળ કારણ કેળવણીનો અભાવજ છે. કેળવણી વધતાં ઉદ્યોગો વધવે, અને તેને પરિણામે આર્થિક સ્થિતિ સુધરી આપણું ફંડ પણ વધશે. જ્યાં-સુધી આપણામાં ઉંચ કેળવણીનો વધારો થાય નહી, ત્યાંસુધી આપણી અર્થિક સ્થિતિ નબળી રહે એ સ્વાભાવિકજ છે. હાલતો આપણે ઘણા બંધુઓ કેળવણીના અભાવે ફકત યજમાનવૃત્તિ, પાર્થેશ્વરાદિ ભિક્ષાવૃત્તિનોજ ધંધો ઘણેભાગે સ્વીકારી બેઠા છીએ અને "બ્રાહ્મણના હાથમાં સોનાનો વાડકો,, એ વડીલોની કહેવતને માન આપવામાંજ અભીમાન ધરાવીએ છીએ. જોકે એ સુત્ર પ્રથમના જમાનાને કેવળ અનુસરતું હતું. કેમકે તેવખતે બ્રાહ્મણો પોતાના ષટ્કર્મોમાંજ નિમગ્ન રહી બાકીનો કાળ ફકત પરોપકાર વૃત્તિ-થીજ વેદાદિ વિદ્યા ભણાવવામાં તલ્લીન રહેતા, જેથી ક્ષત્રિય વૈસ્યાદિ કોમો તેમનું માન જાળવી તેમના ઉદરપોષણાર્થે અહોનિશ કાળજી રાખતી. અત્યારે વસ્તુસ્થિતી તેથી કેવળ ભિન્નજ થઇ પડીછે. બ્રાહ્મણો ઘણેભાગે કર્મહીણ-વિદ્યાહીણ થઇગયાછે, બલ્કે ત્રિકાળ સંધ્યા ગાયત્રીનું પોતાને માથે હમેશનું ચઢતું રૂણ પણ ધ્યાનમા લઇ વર્તન કરનાર થોડાજ જોઇએ છીએ. અને કેવળ દ્વેષ પ્રપંચ, છળકપટ ઇત્યાદિ અનેક યુકતથી ભિક્ષાવૃત્તિદ્વારા પોતાનો નીર્વાહ ચલાવવામાંજ મગ્ન થયેલા જોઇએ છીએ. આમ આપણે આપણી ધાર્મિક ફરજેથી ભ્રષ્ટ થયા છીએ, તેમજ ક્ષત્રિય વૈસ્યાદિ કામો બ્રાહ્મણો કે જેએ ખાસકરી ફકત ભિક્ષાવૃત્તિથીજ પોતાનું નિર્વાહ કરનારાઓ છે તેપ્રત્યે ઘણીજ ધિકકારની નજરથી જુએછે. અને તેમ થાય એ સ્વાભાવિકજ છે. આવા સંયોગોમાં આપણી આર્થિક સ્થિતિ નજ સુધરે અને આપણું ફંડ-પણ તેથી કંગાળ સ્થિતિમાં રહે, એમાં કંઇ આશ્ચર્ય નથી ! ! બે વર્ષથી આપણે ફંડ વધારવા પ્રયાસ કરીએ છીએ છતાં રૂા. ૫૦૦) જેટલી રકમ પણ ઘણી મુસીબતે કરી શકયા છીએ એ કંઇ ઓછું દીલગીરી અને શરમ ભરેલું નથી જ્યાંસુધી ફંડની રકમના વ્યાજમાંથીજ આપણે બાળકોને યથા-શક્તિ મદદ આપી કેળવણીમાં આગળ ચઢાવી શકીએ નહી, ત્યાંસુધી આ-પણું ફંડ તે ખરી રીતે ફંડ કહી શકાય નહિ! માટે સર્વ બંધુઓની હવે ખાસ ફરજ છે કે કોઇપણ પ્રયત્ને ફંડને વધારવા પ્રયત્ન કરવો.

આ સ્થળે મુંબઇનિવાસી મારા સ્નેહી રા. રા. સાકરલાલ છોટાલાલ ધરીયા તરફથી મળેલા "દશાનીમાહિતવર્ધક,, માસીકમાંથી "મોત દુનીયાને શું ધડો શિખવે છે?" આ લેખનો ઉતારો લઉંછું. મોત એ એક કુદરતી બનાવ છે. ઇશ્વિરે જેમ જીંદગી ફોકટ બનાવી નથી, તેમ મોત પણ ફોકટ બનાવેલું નથી. તે લોભી માણસને બતાવેછે કે રાત્રિદિવસ તું પૈસો ભેગો કરી તેમાંથી એક બદામપણ જ્ઞાતિહિતમાં કે લોકહિતમાં ખર્ચતો નથી, પણ પળવારમાં તારી આંખ મીંચાતા તે પૈસો પારકે હાથે પડશે, કે આડો અવળો વિખરાઇ જશે. પૈસાદારને કહેછે કે તું ધનદેખા ચઢીજતો નહીં અને અભિમાનમાં અંધ બન નહિ. કાલે કદાચ તે તારૂં નહિરહે. દુષ્ટ પ્રપંચી અને સ્વાર્થી માણસને બતાવેછે કે તારી દુષ્ટતા ઝાઝા વખત ન ચલાવા દેતાં કાળ તારો એક પળમાં હોઇઓ કરી જશે, ગરીબને શીખવેછે કે તારી પાસે ધન નથી છતાં નીતિથી રળેલું હોય તેમાંથી તહારી યથાશકતી પરમાર્થમાં ખર્ચીશ તો તને આલોક અને પરલોકમાં પણ સુખ પ્રાપ્ત થશે ધર્મીનેપણ તેના પરમાર્થનો બદલો ટુંક સમયમાં મળવાનો છે એમ બતાવેછે, દુઃખીને કહેછે કે મોતથી ડરી ઇશ્વરને યાદ કર અને ધીરજ ધર, એટલે તારૂં દુઃખ નિવારણ થશે. કહેવત છે કે "જીદગી એ એક મુસાફરી છે અને મોત આપણને મુસાફરી પુરી થયાથી ઘેર પહોંચાડેછે" આ જીંદગી રૂપી મુસાફરી જેના રસ્તાની બન્ને બાજુએ લોભ, મોહ ઇત્યાદી શત્રુઓ છુપાઇ રહ્યા છે, અને ગાફેલ મુસાફરને અતિ હેરાન કરેછે. માટે બંધુઓ! આપણે દરેકે યાદ રાખવું જોઇએ કે રાજા અને રંક દરેકને માથે મોતરૂપી કાળચક્ર ભમતુંજ હોયછે, જે આપણને પોતાના ઝપાટામાં કયારે લેશે તેની ખબરપણ પડતી નથી માટે આ દુનીયામાં જન્મ ધરી જીંદગીરૂપી મુસાફરીમાં ભુલુંનપડાય માટે જ્ઞાતીના પરમાર્થરૂપી ભોમીયાવડે આ સંસારરૂપી સમુદ્ર તરી પાર ઉતરવાનો દરેક મનુષ્યે પ્રયત્ન કરવો જોઇએ.

જ્યાસુધી આપણે જીંદગીનો અલ્પ સમય પણ આપણી જ્ઞાતિના હિતમાં રોકીશું નહિ, જ્યાંસુધી આપણી પેદાશનો સોળમો બલ્કે તેથીપણ ઓછો ભાગ જ્ઞાતિહિતમાં વાપરીશું નહિ અને આપણાં બાળકોને ઉંચ કેળહણી આપીશું નહિ, ત્યાંસુધી આપણી સ્થિતિપણ જેવીનેતેવીજ રહેવાની.

માટે આ જ્ઞાતિહિતની સંસ્થામાં દરેક બંધુએ તન મન અને ધનથી સહાય આપવી એ એક પ્રથમ અને પવિત્ર ફરજ છે.

બંધુઓ આપણાં બાળકોને પોતાના ગામમાં જ્યાસુધી સાધન હોય ત્યાંસુધી એક ફરજીઆત તરીકે કેળવણી આપવીજ જોઈએ. આવીરીતે કેળવણી લેતાં બાળકોપૈકીથી વાર્ષિક પરિક્ષામાં સારા નંબરે પાસ થનાર બાળકોને ઉત્તેજન તરીકે ઉપલા ધોરણામાં ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકોનું ઈનામ આપવામાં આવે છે. અને ચાલુ સાલમાં લગભગ ૪૦—૫૦ રૂપીયા સુધીની રકમ તે કાર્યમાં સંસ્થા તરફથી વાપરવામાં આવીછે તે ખુશી થવા જેવુંછે. વળી સર્વ બંધુઓ જાણીને ખુશી થશો કે આપણા બંધુ શ્રીયુત **ભોગીલાલ ભાઈના ચી. નર્મદાશંકર** જેમણે ત્રીજીસાલ આપણી જ્ઞાતિમાં ફકત પહેલવહેલાજ મેટ્રિક્યુલેશનની પરિક્ષા પસાર કરી હતી, જે માટે મંડળ તરફથી વનોડા મુકામે ખાસ મીટીંગ ભરી તેમનો યોગ્ય સત્કાર કરવામાં આવ્યો હતો તેમણે પ્રિવીયસની પરિક્ષા પસાર કરી છે અને હાલ અમદાવાદ કોલેજમાં ઈંટર ક્લાસમાં અભ્યાસ કરેછે ઇશ્વર કૃપાથી બીજાં બે વર્ષમા બી. એ. ની પરિક્ષા પસાર કરી આપણી જ્ઞાતિમાં તેઓ પ્રથમ ગ્રેજ્યુએટ હોવાનું માન લેશે, અને આપણે પણ તે વખતે તેમને આનંદથી વધાવી લેવા ઈન્તજાર રહીશું. તેમના તેમજ તેમના પિતાના આ અમુલ્ય પ્રયાસ માટે અતિ ધન્યવાદ ઘટેછે.

બંધુઓ આપણી પ્રગતિને અટકાવવારૂપ આપણી જ્ઞાતિમાં કુસંપ, નીચસ્વાર્થ, દ્વેષ, બાળલગ્ન, જરૂરવગરનાં છતાં ફરજીઆત થઈ પડતા જમણ, ખોટી મોટાઈ અને પુરૂષ તથા સ્ત્રી કેળવણીમાં ખામી ઈત્યાદિ અનેક કારણો છે. આ દરેક આપણા રોગના કારણો છે, એમ સમજી વૈદ્ય તરીકે આપણે ઉપચાર કરીએ તોજ તે અટકી શકે. માટે તેને દૂર કરવા અને નવીન પ્રજાને તે રોગના જંતુ વળગે નહિ, માટે બાળપણથીજ તેમના આચાર વિચાર સુધારવા દરેકે સબળ પ્રયત્ન કરવો જોઇએ. આ સંમેલનથી નવીન અને બાળપ્રજાને વીજળી જેવી ચમત્કારીક અસર થશે, તેમના મગજપર શરૂઆતથીજ સુસંસ્કારો પડી કુસંપ ને કલેશથી દુર રહેતાં શીખશે, ખોટાં ખર્ચ કરવા આગ્રહ નહી થાય તેમ તેમનાપર ખોટું દબાણ કરવામા આ-

વશે તો તેને વશપણુ નહિ થતાં કેળવણીમાંજ આગળ વધવા ઉત્સાહી રહેશે. અને પોતાના દાખલાથી પોતાના અન્ય યુવક બંધુઓપર પણ સારી છાપ પાડી શકશે, અને આપ્રમાણે વીસ, પચીસ વર્ષ ચાલ્યું તો જ્ઞાતિની પરિસ્તિતીમા ઘણો મોટો ફેરફાર થયેલો જોવાને આપણે ભાગ્યશાળી થઈશું એમાં કંઇપણ અશકય નથી. ॥ અસ્તુ ॥

બંધુઓ ટુંક સમયમાં આપણે ઘણું કાર્ય કરવાનું હોવાથી મહારૂં વિવેચન પણ ટુંક કરી મહારા અન્ય બંધુઓને પોતાના હૃદયોદ્‌ગાર સંભળાવવા વિનંતિ કરી હાલ અત્ર વિરમું છું—(તાલીઓ.)

પ્રમુખે પોતાની બેઠક લીધાબાદ નીચેપ્રમાણેનાં ભાષણોથી સર્વ બંધુઓએ પોતાના વિચાર રજુ કર્યા હતા. **જે સ્થળ સંકોચને** લીધે ટુંકમાં મુકવામાં આવ્યાછે.

**શ્રીયુત રા. રા. જીણાભાઇ હરગોવીંદ જોષીનું ભાષણ.**

**મહોદય આત્મ બંધુઓ ! !**

આપણે ગૃહસ્થ પક્ષના શ્રીગૌડ કહેવાઇએ છીએ, પરંતુ વિચારો કે આપણામાં ફકત ભિક્ષાવૃત્તિ સિવાય કઇ ગૃહસ્થાઇ રહીછે. ખરી રીતે કહીએ તો આપણી આધુનિક સ્તિતીનો ગૃહસ્થને બદલે ઘણીજ દુઃખપ્રદ છે. જેનું કારણ જાઇશું તો માલમ પડશે કે ફકત અવિદ્વતાજ છે. શાસ્ત્ર પણ કહે છે કેઃ—

**प्रथमेनोपार्जिता विद्या, द्वितीये नोपार्जितं धनम् ।**
**त्रितीये नोपार्जिता किर्ति—श्चतुर्थे किंकरिष्यसि ॥**

પહેલી અવસ્થામાં વિદ્યા પ્રાપ્ત નકરી તો પછી ધન, કીર્તિ મેળવવી એ આશા તો વ્યર્થજ છે. માટે આપણાં બાળકોની જીંદગી ખરી રીતે સુધારવા વિદ્યાદાન આપવા ધારતા હોઇએ તો નીચેપ્રમાણે બે શબ્દ કહું છું.

બંધુઓ ! કર્મને આપણા શાસ્ત્રમાં ધર્મ તરીકે વર્ણવ્યું છે. પરંતુ આજે આપણે ધર્મનું સ્વરૂપ જુદુંજ સમજી બેઠા છીએ. ધર્મ શબ્દની આપણે જે વ્યાખ્યા કરીએ છીએ તે બહુજ સાંકડી અને ઋષિમુનીઓના વિચારથી ઉલટી છે. અને તેને પરીણામેજ ભારતવર્ષિય આપણા સર્વ બંધુઓની દિનપરદિન પડતી થવા લાગી છે. જે આર્ય જાતી પૂર્વે વિશ્વવિજયી

વિદુષી પ્રજા ગણાતી તે અત્યારે બુદ્ધિ, બળ, આયુષ્ય અને ઉત્સાહ રહિત થઈ પડે છે. તેનું મુખ્ય કારણ તેણે કરેલો પોતાના ધર્મનો ત્યાગજ છે. આર્ય પ્રજા પોતાના સનાતન ધર્મથી વિહીન થતી ગઈ, તેથી તેનું અધઃપતન થયું છે, અને આપણે જોઈએ છીએ કે કોઈપણ જાતના શિક્ષણ કે ઉદ્યોગને માટે આપણે ફક્ત પરદેશીઓનુંજ મોઢું જોવું પડે છે. માટે ધર્મ શિક્ષણ આપી આપણાં બાળકોને ધર્માચરણ કરતાં શીખવ્યાવિના આપણો કદી ઉદય થવાનો નથી. આર્ય ઋષિમુનીઓએ આપણા ધર્મને છ વિભાગમાં વહેંચી નાખ્યો છે. (૧) વર્ણધર્મ. (૨) આશ્રમ ધર્મ (૩) વર્ણાશ્રમ ધર્મ. (૪) ગુણધર્મ. (૫) નિમિત્તધર્મ. (૬) સાધારણ ધર્મ. આ છએ ધર્મનું જ્યારે યથાર્થ આચરણ થતું હતું, ત્યારે ભારતવર્ષ ઉન્નતિની ટોચપર હતો. જેમજેમ તે ધર્મોનો લોપ થતો ગયો અને અનર્થ કારક રૂઢીઓ તથા મત્ત પંથોનું બળ વધતું ગયું તેમતેમ આપણી સ્થિતિપણ બગડતી ગઈ છે.

ધર્મના છ પ્રકાર પૈકી વર્ણધર્મ ઉપર આપણે વિચાર કરીએ. અરે ! વર્ણધર્મ તો બાજુએ મુકી વર્ણસંબંધીજ જાઈએ તો તેમાં મોટા ફેરફાર જોવામાં આવેછે. પ્રથમની બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણને બદલે હાલ ઘણીજ જ્ઞાતિઓ બની ગઈ છે. એકલા બ્રાહ્મણોનીજ અત્યંત જ્ઞાતિઓના ટુકડા હાલ દૃશ્ય થાય છે, અને આ વર્ણવિભાગને લીધેજ અજ્ઞાન અધર્માચરણ, કલેશ, કુસંપ, ઈર્ષા ઈત્યાદી કલહો ઉત્પન્ન થાય છે. અને વર્ણધર્મનો પણ લોપ થયો છે. બ્રાહ્મણ ક્ષત્રિયાદિ ચારે વર્ણોએ પોતાની ખરી ફરજો છોડી ફકત આ જીવીકા અર્થે અકર્તવ્યકર્મ આચરવા માંડયાં છે. એટલે કે જેમનો અધ્યાપકનો ધંધો તે ક્ષુદ્રનો ધંધો અગર વૈશ્યનો ધંધો સ્વીકારી બેઠાછે. અને ક્ષુદ્ર વૈશ્યાદિ અધ્યાપકો બન્યા છે, અથવા અન્ય માર્ગો ગ્રહણ કરી બેઠાછે. આમ પ્રકૃતિ વિરૂદ્ધ કર્મો થવા લાગ્યાં પછી સદ્વર્તન કે ઉત્તમ આચાર વિચારની આશા રાખવી એ તદ્દન વ્યર્થ છે, કાળક્ષેપનેલીધે ટુંકમાંજ કહુંછું પણ અવલોકન કરનારને આ બાબત સ્પષ્ટ જણાઈ આવશે.

હવે આશ્રમધર્મ તરફ નજર કરીશું તો માલમ પડશે કે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્થ અચારે આશ્રમ પૈકી એકેનું ખરીરીતે હાલ

પાલન થતું નથી. પ્રથમ આશ્રમ બ્રહ્મચર્ય ને પછીના ત્રણે આશ્રમનું મુખ્ય સાધન પ્રાપ્ત કરવાનો છે, અરે જેનાપર ઉન્નતિનો આધાર છે, તેનો તો તદ્દન લોપજ કરવામાં આવ્યોછે. પ્રાચીન કાળમાં દ્વિજવર્ણના દરેક બાળકો ઉપનયન સંસ્કાર થયા પછી વીસ પચીસ કે ત્રીસ વર્ષસુધી ગુરૂનેત્યાં રહી ગુરૂની આજ્ઞાને વશવર્તી અધ્યયન કરતા હતા. અને હાલનાં બાળકો જેવી સુખી જીંદગી ન ગાળતાં કષ્ટ વેઠી, બ્રહ્મચર્યના સર્વ નિયમો પાળી, ભિક્ષા-આહર કરી, ગુરૂસેવામાં તત્પર રહી, તેમની કૃપા મેળવી પોતાનો લાભ સાધી લેતા. જગદ્વંદ્ય શ્રીરામચંદ્રજી તથા કૃષ્ણ ભગવાન જેવાએપણ ગુરૂને ત્યાંરહી બ્રહ્મચર્યાશ્રમની મહત્તા બતાવી આપી હતી. ગુરૂઓ પણ વિદ્યાર્થી-ઓને વેદવિદ્યા ઉપરાન્ત નીત્યાનુસાર અન્યકર્તવ્યમાં નિપુણ કરતા. જેથી વર્ણાશ્રમ ધર્મનુંપણ પાલન થતું હતું. અને બ્રહ્મચર્યનું બરાબર પાલન થવાથી ભવિષ્યમાં ધર્મનિષ્ટ, પરોપકારી, દેશોધ્ધારક, મહાત્મા, અર્થશાસ્ત્રી ઇત્યાદિ અનેક ગુણો વડે પોતાનો ગૃહસ્થાશ્રમ દીપાવતા હતા. તથા ઉત્તમ ગૃહસ્થ, વાનપ્રસ્થી, અને સન્યાસી તરીકે ખીલીનીકળી સમાજોન્નતિ અને દેશોન્નતિ કરતા. હાલનો ક્રમ તેથી વિરૂધ્ધજ ચાલું થયો છે. બ્રહ્મચર્ય પાળી વિદ્યાધ્યન કરવાના સમયમાં તો ખોટાં લાડકોડવાળા માતાપિતા પુત્રપુત્રીને પરણાવી ગૃહસ્થ બનાવીદઇ ભવિષ્યની જીંદગીમાટેની પડતીનો આરંભ કરી દેછે. એકતરફથી વિદ્યાર્થી વિદ્યાદેવીની ઉપાસનામાં ગુંથાએલો હોયછે, જ્યારે બીજીતરફથી પ્રકૃતિદેવીને રંજન કરવામાં પણ ગુંથાયછે. આમ ઉભય બંધ-નોથી તેની સ્થિતિ બહુ શોચનીય થઇપડેછે. વળી વિદ્યાદેવી કે પ્રકૃતિ દેવી-ની પીડામાં એકાએક ત્રીજીજ વ્યાધી વળગેછે. અને જોકે હજુ પોતે તરૂણ બનવાની તૈયારીમાં હોયછે, તેટલામાં તો પોતે એક બે સંતાનનો પિતા થઇ બેસેછે. અને આમ થયું એટલે પોષણાર્થે ધનોપાર્જનની પણ ફીકર પડેછે આમ ઉપરાઉપરી વ્યાધિ વળગવાથી તેના ખરા તારૂણ્ય સુખને તો નાશજ થઇ જાયછે. અને ઉત્સાહભગ્ન બનેછે, જેથી પછીના આશ્રમોમાં સાધવા યોગ્ય સમાજોન્નતિ કે દેશોન્નતિ તરફ કંઇપણ પગલું ભરી શકતો નથી. અરે ! તેનું સ્વપ્ન પણ તેને આવતું નથી. અને રગશીયા ગાડાની માફક નિ-રૂત્સાહપણે સંસાર માર્ગ અતિક્રમણ કરે છે.

બંધુઓ ! આ પ્રમાણે સર્વ ધર્મોના ત્યાગ થવાથી આપણી દુર્દશા થઈ છે. જેમાંથી હવે ભવિષ્યની પ્રજાને બચાવવી હોય તો ઉછરતી પ્રજાને અવશ્ય ધર્મ શિક્ષણ અને વ્યવહારિક શિક્ષણ આપવું જોઈએ. ઉક્ત શિક્ષણેથીજ બાળકો સંદવર્તન શીલ બની સ્વધર્માચરણનું બરાબર પાલન કરી સમાજોન્નતિમાં પણ યત્નશીલ બનવાનાજ માટે ભાવીના સુખના સાધનરૂપ આપણાં જ્ઞાતિબાળકોને બ્રહ્મચર્યાશ્રમમાં આવતાં વિઘ્નોથી મુક્ત કરવા બનતો શ્રમ લઈ હાલના શિક્ષણ સાથે ધાર્મિક શિક્ષણ આપવાથી ગોઠવણ કરવી જોઈએ, જેથી હાલની દુઃખમય સ્થિતિ દુર થઈ ભવિષ્યમાં ઉચ્ચસ્થાનમાં આપણી જ્ઞાતિ આવશેજ. એટલું કહી સમયમાં રોધ ન થાય માટે બેશી જવાની રજા લઉં છું.—અસ્તુ.

---

## શ્રીયુત રણછોડભાઈ મયારામ જોષીનું ભાષણઃ—

**માનનિય બંધુઓ !**

આજનું પ્રથમ સંમેલન શ્રી રણછોડરાય મહારાજની પવિત્ર છાયામાં ભરાએલું જોઈ અત્યંત આનંદ પામું છું. શ્રીયુત નર્મદાશંકરભાઈ પોતાના અમૂલ્ય સમયનો વ્યય કરી અત્ર પધાર્યા છે, તેથી તેમના તથા જે બંધુઓએ આવા શુભ વિચારોને જન્મ આપ્યો છે, તેમના અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ અલભ્ય સમયમાં સર્વ બંધુઓ સમક્ષ ઘણા આનંદદાયક કહેવાની ઇચ્છા બહુ વખતથી ઉભરાઈ ગઈ હતી, પણ કમભાગ્યે એકાએક મારી પ્રકૃતિ નરમ થઈ આવવાથી લાભ જો કે લઈ શકતો નથી, પણ શ્રીયુત છગનલાલભાઈએ જે બાબતોપર વિવેચન કરેલું છે, તેને અનુમોદન આપતાં અને તે બાબતની સુધારણાના વિચારો પ્રશંશનીય છે, એમ કહેતાં બે શબ્દ કહેવા માગું છું કેઃ—

કોઈપણ વૃક્ષનાં ફળોને અકાળે ઉતારીએ તો તે સડી કે સુકાઈ ગયા વગર રહેતાં નથી, અને ઉત્તમ રસ કદી આપતાં નથી, તે પ્રમાણે બ્રહ્મચર્યનો અકાળે ત્યાગ થાય તો જીવનનું ઉત્તમ રસિક ફળ જે પુરૂષાર્થ તે કદી મળી શકે નહિજ એ દેખીતુંજ છે માટે ભાવીની પ્રજા પુરૂષાર્થી બને તેવી

ઈચ્છા રાખીએ તો તેને અયોગ્ય સંયોગોમાંથી મુક્ત કરવી જોઇએ. માત્ર લ્હાવો લેવાના ક્ષુદ્ર હેતુથી તેમનું અહિત કરવા આપણે દોરાવું જોઇએ નહિ. ઘણી આગળ પડેલી અને કેળવાએલી જ્ઞાતિઓ તરફ દ્રષ્ટિ કરીશું તો માલમ પડશે કે તેમણે પોતાનાં બાળકોને કેટલે દરજ્જે એવી જવાબદારીમાંથી મુક્ત કરેલાં છે.

આપણી જ્ઞાતિની પૂર્વ સ્થિતિ તપાસીશું તો માલમ પડશે કે તે પરાપૂર્વથીજ શ્રેષ્ઠતાને પામેલી છે. સાંભળવામાં આવેલા કાશ્મીરી નગ્રના રાજાને જ્યોતિષશાસ્ત્રમાં કહેલા કુયોગોમા માથાપર કપોત બેશી ગયો હતો, જેથી પોતાનો નાશ નિશ્ચિત થશે. માટે તેના નિવારણ અર્થ આર્યાવર્તના તમામ વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી યજ્ઞારંભ કર્યો, પણ તેમાં કોઈ મંત્રસિદ્ધ બ્રાહ્મણ ન હોવાથી યજ્ઞ અપૂર્ણ રહ્યો. જે આપણી જ્ઞાતિનાજ બંધુઓ સિદ્ધ મંત્રના પ્રભાવે પૂર્ણ કરવાનું પ્રસિદ્ધ છે. ત્યારપછી પણ ઘણા મહાપુરૂષો આપણી જ્ઞાતિમાં થયા છે. તેરમા સૈકામાં જુનાગઢમાં પદ્મનાભના પુત્ર યશોધર મહા પંડિત થઈ ગયા. જેના રચેલા ગ્રંથોનો આધાર ત્યારપછીના ઘણા મોટા ગ્રંથોમાં લીધેલ છે, તેઓ પણ આપણી જ્ઞાતિના હતા. છેક આધુનિક સમય વિચારીશું તો કવીશ્વર શામળભટ્ટ પણ આપણા બંધુજ હતા. આવા પ્રતાપી પુરૂષો જે જ્ઞાતિમાં થયા છે તે જ્ઞાતિના પુત્રોજ આપણે અત્યારે વિદ્યાની કંઈ પણ કિમ્મત ન સમજી માત્ર આજીવિકા પણ મેળવવામાં પાછાત છીએ, એ ઓછું શોચનીય નથી. માટે બ્રહ્મચર્ય; વિદ્યા અને ધર્મની અતિ વૃદ્ધિ અર્થે જે જે સબળ પ્રયત્નો સેવવા જોઈએ તે સેવવાની મંડળને ખાસ પ્રાર્થના કરી બેશી જવાની રજા લઉં છું.

---

## શ્રીયુત દયાશંકર વેલાભાઈ જોષીનું ભાષણ,

**આપ્તવર્ગ.**

આપણી જ્ઞાતિનો સમુદાય ઘણે ભાગે નાના નાના ગામોમાં વસેલો છે, જેથી આપણે સુસંસ્કારી તેમ વિદ્વાનોના પરિચયમા આવી શક્યા નથી એટલુંજ નહિ પણ તેવાં સ્થળોમાં જોઇતી અનુકુળતા ન હોવાથી આપણી પ્રાચીન સંસ્કૃત તથા વર્તમાન વિદ્યા પ્રાપ્ત કરવા અને તરફ તેની વૃદ્ધિ તરફ

આપણે હજુ કંઇ લક્ષ આપ્યું નથી. તેમજ વર્તમાન સ્થિતિને ન છાજે તેવા ગ્નાતિ રિવાજોને પરંપરાના માની દઢ મને વળગી રહેવાથી બાળલગ્ન જેવા દુષ્ટ રિવાજો કે જેને લીધે ઘર, કુટુંબ, ગ્નાતિ અને દેશનું અધઃપતન થતું આપણે જોઇએ છીએ. આવા કઢંગા રિવાજો તથા અગ્નાનતા ભરેલી સ્થિતિમા કંઈ ફેરફાર કરવા પ્રવૃત્તિ કરવી એ આપણે આ ડંકપુર જેવા પવિત્ર ક્ષેત્રમાં મળવાનો હેતુ છે.

દેશની બીજી સુધરેલી ગ્નાતિઓ તરફ દૃષ્ટિ કરીશું તો માલમ પડશે કે તેઓએ પ્રથમ ઐક્યથી ગ્નાતિમાંના કેટલાક અધમ રિવાજોને અળગા કરી, ગ્નાતિ ભોજનાદિ વ્યવહારમાં ખસડાઈ જતું અઢળક દ્રવ્ય બચાવી તે દ્રવ્ય પોતાની ગ્નાતિની તેમ દેશની પ્રજાની વિદ્યા વૃદ્ધિ અને સુધારણા અર્થે ખર્ચવા માંડયું છે, જેને પરિણામે તે ગ્નાતિઓમાં ગુજરાતી ટ્રેનિંગ કૉલેજના સીનિયર શિક્ષકો, મેટ્રિક, સ્કુલફાઇનલ, બી. એ, એલ. એલ. બી, એમ. એ, ઇત્યાદિ અનેક પદવી ધરાવનારા તથા સંસ્કૃત વિદ્યામાં નિપૂણ એવા અનેક જનો દૃશ્ય થાય છે. અને તે સંસ્કારી જનો તનમન અને ધનેથી ગ્નાતિ તથા દેશની ઉન્નતિ અર્થે સતત લાગુ રહ્યા છે. આપણી ગ્નાતિ તરફ દૃષ્ટિ કરીશું તો માલમ પડશે કે અત્યાર સુધીમાં મેટ્રિક પાસ કરી કૉલેજમાં દાખલ થનાર ફક્ત એકજ છે. અને તેટલું ગ્નાન પ્રાપ્ત કરી સુમાર્ગે વહન કરનાર તેમ સારી પદવી ધરાવનાર ફક્ત પાંચ દશ ગણ્યાં ગાંઠયાજ છે. તથા ટ્રેનિંગ કૉલેજ ના સીનીયર ફક્ત બેજ છે. અને વર્નાક્યુલર ફાઇનલ સરખી સાધારણ પરીક્ષા પસાર કરનાર પણ પંદર યુવકો ભાગ્યેજ હશે. વળી આપણી પ્રાચીન માતૃભાષા સંસ્કૃત જેમાં વેદ. વ્યાકરણ, જ્યોતિષ, ન્યાય, સ્મૃતિ, પુરાણ અને વૈદિકાદિ અનેક ગ્રંથો રચાએલા છે, અને જેની પ્રાપ્તિથી ધર્મ, અર્થ, કામ ને મોક્ષ સાધવાના માર્ગ સુલભ થાય છે, તેનું સારૂં ગ્નાન ધરાવનાર પણ આપણી ગ્નાતિની વસ્તીના પ્રમાણમાં ઘણા થોડાજ છે, આવી રીતે આપણી ઉભય વિદ્યામાં અવનતિ જોઇ ગ્નાતિના સુસંસ્કૃત થએલા બંધુઓના પ્રયાસે આપણે તેની વૃદ્ધિ અર્થે એકત્ર થયા છીએ, તો આશા છે કે સર્વ બંધુઓ કટિબદ્ધ થઇ તનમન અને ધનવડે બનતી સહાય કરી ઉછરતી પ્રજાનું ભવિષ્ય સુધારવાના આ શુભ કાર્યમાં મદદરૂપ થશે.

આ કાર્યમાં હાથ લેતાં પ્રથમ આપણામાં જે જે ખામીઓ જણાતી હોય તે દૂર કરી સરળ હૃદયી થવું જોઇએ, કે જેથી આપણા કાર્યની છાપ બીજાઓને અને આપણી પ્રજાને પણ પડે. બંધુઓ! આપણે સર્વ જ્ઞાતિ બંધુ વચ્ચે કોઈપણ પ્રકારની ન્યુનાધીકતા નહિ જોતાં બંધુભાવ વધારવો, એ મુખ્ય બાબત છે. અને તેવી રીતે ઐકય થયા સિવાય કાર્યસિદ્ધિ થતી જ નથી. જ્યાં સુધી આપણા અંતઃકરણ શુદ્ધ થાય નહિ, ત્યાં સુધી મોઢેથી વિવેચનો કરી વેરાઇ જઇએ અને ફરી કોઈ વખત મળીએ ત્યારે પણ તેનું તેજ પીષ્ટપેષણ કરીએ, એમાં ફક્ત સમય વ્યતિત કરવા સિવાય બીજો કાંઈ લાભ મળે નહિજ એ દેખીતું છે. કોઇ પણ શુભ કાર્યમાં વિઘ્ન નાખી કાર્ય ભ્રષ્ટ કરવું એ ફક્ત એક મુઢ મતીના માણસને પણ ઘણું સહેલું છે. કેમકે આજે આપણે જે કંઈ સદ્ વિચાર કરી ઐકયપર આવી ઘેર જઇએ તો પછી આપણામાંના કોઇને કોઈ અવિચારી અને વિઘ્ન સંતોષી એકજ માણસ પણ પોતાની કૃતઘ્નતાની છાપ બેસાડી ફેરવવામાં ફતેહમંદ થઈ શકે છે, અને ઉન્નતિના માર્ગમાં રોધ કરી શકે છે. પરંતુ તેવાજ શુભ કાર્યની સિદ્ધતામા તો જ્ઞાની અને સંસ્કારી જનોના મોટા સમૂહની જરૂર પડે છે. માટે આ કાર્ય કંઈ એક બે વ્યક્તિથી થઈ શકે તેમ નથી. કવિ-વર દલપતરામભાઈ પણ કહે છે કેઃ—', તરત તોડવા તારનો હિંમત સૌની હોય, જુથ મળે જાડું થતાં કાપી ન શકે કોય.' બંધુઓ! એક હાથે તાળી પડેલી કોઇએ સાંભળી છે? એક લાકડે અગ્નિ બળતો કોઈએ જોયો છે? એકજ માર્ગ વહન કરતો માણસ કોઇએ જોયો છે? જ્યારે આવી રીતે જોયું, જાણ્યું કે સાંભળ્યું નથી તો દેખીતુંજ છે કે આ કર્મ અન્યોન્ય ની સહાય વિના એક બેથી અથવા થોડા બંધુએથી બની શકે નહિ. આવી રીતે શુદ્ધબુદ્ધિથી પુખ્ત વિચાર તો માલમ પડે છે કે આપણે પ્રથમ તો આપણાનાં અહંભાવને દ્વેષવૃત્તિ ઘર કરી રહેલાં છે તે દૂર મુકી ભ્રાતૃભા-વમાં જોડાવું જોઇએ. અને તેમ થશે તો પરમકૃપાળુ પરમાત્મા આપણા કાર્ય-માં જરૂર સહાય કરશેજ.

આપણે સર્વે બ્રાહ્મણ છીએ કે જેથી આપણે તો ઉચ્ચ પંકિત પામે-લાજ છીએ એમ સમજી બેશી ન રહેતાં બ્રાહ્મણ જાતિનાં ધાર્મિક કૃત્ય થું

છે તે સમજી તેને આચારમાં મુકવાં જોઇએ. અને તે પછીજ બ્રાહ્મણ જાતિને ઘટતું સાત્વીક અભિમાન રાખવું જોઇએ, જેથી આપણો શુદ્ધ સંપ્રદાય સચવાશે.

**स्नानं संध्या जपो होमः स्वाध्यायो देवतार्चनम् ।**

**आतिथ्यं वैश्वदेवश्च षट्कर्माणि दिने दिने ॥**

આ ષટકર્મ કે જેનું યથાસ્થિત પાલન કરવાથી આપણા વડીલોએ બ્રહ્મત્વ પ્રાપ્ત કરેલું છે, જેના પરિણામે અત્યારે આપણે પણ ચાતુર્વર્ણમાં પ્રથમ પદ ભોગવીએ છીએ. તે પદ અધિકાર સંભારી રાખવા સારૂ આપણે પણ તેવાં ષટ્કર્મ કરીનેજ બ્રાહ્મણપણાનું અભિમાન રાખવું જોઇએ. નહિ કે હું જ્ઞાતિમાં મોટો કુળવાન અને અગ્રગણ્ય છું, અને અમુક મારાથી ઉતરતી પંક્તિના ને એવું મિથ્યાભિમાન રાખવું. આવું દાંભિક અભિમાન રાખવાથી. અને સ્નાન સંધ્યાદિ કર્મનો ત્યાગ કરી મિથ્યા મોટાઇના વિચારોમાં ઓતપ્રોત થઈ રહેવાથી આપણને આ સમયે કેટલી હાનિ થઈ છે. અને ભવિષ્યની પ્રજાને તેથી વધારે કેટેલી હાનિ થશે તેનો વિચાર કરવો જોઇએ. વળી બ્રાહ્મણનાં "યજ્ઞ કરવો અને કરાવવો, વિદ્યા ભણવી અને ભણાવવી, દાન, લેવું અને આપવું." આ છ કર્તવ્ય કે જેમાં સ્વાર્થ અને પરમાંર્થ સમાએલો છે. તે પૈકીનાં પાંચને બાજુપર મુકી ફક્ત એક કર્મજ દાન લેવું." તેજ આપણે બ્રહ્મત્વ સાચવવાનું સાધન ગણી બેઠા છીએ, જે ખરી રીતે કહીએ તો આપણું બ્રહ્મત્વ સાચવનારૂં નથી, પણ નીચ કોટીમાં લઇ જનારૂં છે. કોઇ પ્રશ્ન કરશે કે તેમ હોય તો પૂર્વનાં વડિલોએ તે કેવી રીતે માન્ય કર્યું હશે. તેના પ્રતિ ઉત્તરમાં જણાવીશ કે આપણા પૂર્વજો તો ઉપરનાં સર્વ કર્તવ્ય અદા કરવામાં રાત્રિ દિવસ લીન રહેતા હતા, અને જેથી તેમને "દાન લેવું" એ પણ યોગ્ય હતું. દાન લેવાના દોષ નિવારણાર્થે આપણે કયાં નિત્ય નૈમિત્તક કર્મ કરવાં કે જેથી દાન લઇને ફક્ત ઋણ ચઢાવ્યાં કરીએ છીએ. એ આપણે માટે ઓછું દીલગીરી ભરેલું નથી. મિષ્ટાન્ન મળ્યાં, બીજાને ત્યાં જમવાનું આવ્યું કે આપણને આનંદ આનંદ થઈ રહે છે અને જમ્યા પછીની શું ફરજ છે તેનું સ્વપ્ન પણ આપણને આવતું નથી. પણ **પરાન્ને દગ્ધ ગાયત્રી**

ઇત્યાદિ પરથી માલમ પડે છે કે જે જે બાબતનું ભોજન તે પ્રમાણે તેના પ્રાયશ્ચિત નીમીતે અમુક ગાયત્રી જપ કરવા પડે છે. આમ નહિ થવાથીજ આપણી બુદ્ધિની ભ્રષ્ટતા અને કર્મનો લોપ થયો છે. અને જમનાર તથા જમાડનારનું કંઇ કલ્યાણ થતું નથી. બ્રાહ્મણ ભોજન કરાવવાનો મુળ હેતું પણ એજ હશે કે, સાત્વિક વૃત્તિવાળા બ્રાહ્મણો જમે ને પાછળથી ગાયત્રી જપ થાય. તેમ શુભ ચીંતવન કરે જેથી ભોજન કરાવવાનું કલ્યાણ થાય. અને આવા હેતુથીજ આપણા વડીલોએ શુભ અશુભ પ્રસંગોએ જ્ઞાતિ સમુદાય બોલાવી અમુક દિવસ રાખી બ્રહ્મભોજન કરાવવાનો માર્ગ ગ્રહણ કરેલો હોવો જોઇએ વળી એપણ ખરૂં કે જ્ઞાતિસમુદાય એકત્ર થવાથી તેમાં સ્વધર્મનું યથાસ્થિત પાલન કરનાર પવિત્ર વૃત્તિવાળા બ્રાહ્મણો આવે, જેમના સદ્‌ગુણોનું બીજાઓને અવલોક કરવાનું અને એક બીજાના જ્ઞાનનો લાભ આપલે કરવાનું બને. જેથી જ્ઞાતિ સંપ્રદાય શુદ્ધ રહે, ને બ્રાહ્મણ પણ સચવાય. આજે તો આપણો જ્ઞાતિસમુદાય મળ્યો કે પરાન્ન ભુકત કરી ફકત એકબીજાના દોષ જોવામાં કે તેવી બીજી નજીવી બાબતોમાંજ કાળક્ષેપ કરીએ છીએ, જેથી આપણી બુધ્ધિમાં ભ્રષ્ટતા પેઠી છે. અને બુધ્ધિના વિકારને લીધે જમવું જમાડવું એ એક વ્યવહારના રૂપમાં મુકાઇ ગયું છે. જેથી ઘરખેતર વેચી કે વ્યાજે પૈસા લાવીને પણ રિવાજ પ્રમાણે જ્ઞાતિજનોને રાત્રિનું વાળું કરાવવું પડેછે, આવા રાજસ તામસ રિવાજો રૂઢ થવાથી આપણામાં ઈર્ષા, દ્વેષ, અભિમાન ઈત્યાદી દુર્ગુણોનો વધારો થતો ગયો છે, અને પરિણામે આપણી તેમ આપણી પ્રજાની અધોગતિ થવા બેઠીછે, માટે ભાવીની પ્રજાને આ દુર્ગુણોમાંથી મુક્ત કરવા અને સદગુણ સંપન્ન બનાવવા માર્ગ ખુલ્લા કરવા આપણી પ્રથમ ફરજછે કે આપણામાં દુર્ગુણો હોય તેને ત્યાગ કરી યથાસ્થિત ષટ્‌કર્મ આચરવું કે જેનું અનુકરણ કરી બાળકોપણ સ્વધર્માચરણ ભૂલે નહિ.

બંધુઓ !! આપણે ઉપનીત, લગ્ન, મરણ ઇત્યાદિ પ્રસંગે જમણવારો કરવાનો ખર્ચ કરવા અરે ! આપણી જીંદગીની કમાણી હોમવા જરાપણ આંચકો ખાતાનથી, અને પુત્રને ભણાવવાનો વખત આવેછે ત્યારે હું ખર્ચ કરવામાં અશકત છું," તેવું બતાવીએ છીએ. તેમ પુત્રને ઉપનીત

આપ્યું કે તેને લગ્ન ગ્રંથીમાં જોડવા પ્રયત્ન આદરીએ છીએ, પણ ઉપવીત આપ્યું એટલે હવે નિયતીત ષટકર્મ કરવું જોઇએ માટે તેને તે કર્મ શીખવવાની ગોઠવણ કરવા કંઈ લક્ષ આપતા નથી. આનું કારણ ફક્ત આપણી કર્મ પર અનાસ્થાજ છે. અને આ અનાસ્થાનું કારણ ખરી રીતે કહીએ તો સામ્પ્રતકાળનાં વ્યાવહારિક બંધનો અને કઢંગા રિવાજો છે, કે જેને આપણા પરંપરાના ચાલતા આવેલા હોવાથી આપણાથી ત્યાગ ન કરી શકાય તેમ માનીએ થીએ, પરંતુ વડીલો કંઇ મૂર્ખ નહોતા કે આવી અંધ પરંપરાને માને. તેઓ તો ધર્મશાસ્ત્રમાં બતાવેલી આજ્ઞાઓનું પાલન નહિ કરનારને દોષિત ઠરાવી પ્રાયશ્ચિત કરાવતા, અને **સંધ્યાદિ નિત્યકર્મ તથા શ્રદ્ધાદિ નૈમીત્તિક કર્મ નહિ કરનારને બ્રાહ્મણ પણ માનતા નહોતા,** તો આવી અંધ પરપરા કે જેમાં ઉપર કહેલા દોષોની પણ ઝાંખી થાય છે, તેને માન્ય કરેજ નહિ એ દેખીતું છે. બ્રાહ્મણ કહેવાનું સહેલું છે, પણ બ્રાહ્મણને ત્યાં જન્મ થયો, એટલે આપણાં ષટકર્મનું પાલન કર્યા વગર પણ જીંદગી પર્યંત બ્રાહ્મણજ રહેવાના એવી માન્યતા વડીલોમાં નહોતી. પણ આપણામાંજ છે. **जन्मना जायते शुद्रः** ઇત્યાદિ પરથી માલમ પડે છે કે વડીલો તો વેદાદિ અધ્યયન કરી બ્રહ્મને ઓળખે તેનેજ બ્રાહ્મણ ગણતા હતા. મતલબ કે બ્રાહ્મણ છીએ એવું કહેવરાવવા માટે તેમણે તેમનાં કર્મ અવશ્ય કરવાજ પડતાં હતા. આ ઉપરથી સિદ્ધ થાય છે કે બ્રાહ્મણે પોતાના નિત્ય નૈમીત્તિક કર્મ કરવાની જરૂરજ છે અને તે ન કરવાથી પાપના ભોકતા થવાય છે. માટે આપણે તો ગમે તેવા અજ્ઞાન રહ્યા પણ આપણી પ્રજા તેવા અંધારામાં ન કુટાય, માટે તેમને ઉપવીત આપ્યા પછી સંધ્યાદિ ષટકર્મ શીખાવવાની ગોઠવણ કરી આપી, યથાક્રમે આચરણ કરે; તેવી ફરજ પાડવી. જેથી તેઓ સુસંસ્કારી થઈ ક્રમે ક્રમે પોતાનું તેમ પોતાની જ્ઞાતિનું કલ્યાણ કરશે.

વિદ્યા પ્રાપ્ત કરવામાં અડચણ નાખનાર અનેક કારણોમાં **બાળલગ્ન** એ મુખ્ય કારણ છે. એ રિવાજ જે જે જ્ઞાતિઓમાં રૂઢ થઈ ગયો છે. તે તે જ્ઞાતિનાં સર્વ કુટુંબોની અધોગતિ થએલી જોઇએ છીએ. બાળલગ્નથી થતાં કજોડાને લીધે દાંપત્ય ધર્મ પણ સચવાતો નથી, અને કદાચ એવા જોડાથી

નજા થાય છે. તો લોકો કેવા તર્ક વિત્તર્ક કરે છે, તેનું વર્ણન તો કરવાની જરૂર નથી. પણ બાળપણથી બ્રહ્મચર્યનો ભંગ થવાથી તે જોડામાં વ્યવહારિક કે ઉન્નતિનાં કાર્ય કરવાની શક્તિ પણ રહેતી નથી, અને વ્યાધિગ્રહસ્ત થઈ તેમનું ગાડું સંસારચક્રના અર્ધા માર્ગમાં ભાગી પડે છે. આવી સ્થિતિમાં મુકાએલો માણસ પોતાનું જ્ઞાતિનું કે દેશનું કલ્યાણ પણ કેવી રીતે કરી શકે? તેનો વિચાર આપ સર્વનેજ સોંપું છું. આવી રીતે આપણાં પુત્ર પુત્રીઓને બાળપણથી લગ્ન ગ્રંથીમાં જોડવાથી આપણે તેમ તે જીંદગીભર પસ્તાઈએ છીએ. જેથી આ દુષ્ટ રિવાજ નાબુદ કરવા લક્ષ આપવુંજ જોઈએ. તેવો વિચાર આપણા જ્ઞાતિબંધુઓને થવાથી જ્યારે રાપક્ષેત્રમાં આપણું સમગ્ર પંચ મળ્યું ત્યારે થએલા સુધારામાં "જ્ઞાતિના કોઈપણ માણસે પોતાના પુત્ર પુત્રીનો વિવાહ સમાન વયનાં પુત્રી પુત્રો સાથે ન કરતાં પુત્રની ઉમર તેની સાથે વિવાહથી જોડાનાર પુત્રી કરતાં સાત અથવા તેથી વધારે વર્ષની મ્હોટી હોય તેવી સગવડ જોઈનેજ પુત્ર અને પુત્રીનાં માતા પિતાએ વિવાહ કરવો." આપણ એક ઠરાવ થયો હતો, જે ઘણોજ સ્તુતિપાત્ર હતો, પણ પાછળથી જ્ઞાતિના નેતાઓના મનમાં એ ઠરાવથી કોણ જાણે શું ભાસ આવ્યો હશે? જેથી તેને તેજ ક્ષેત્રમા તિલાંજલી આપી હોય તેવું એ ઠરાવો છપાવેલી બુક પરથી માલમ પડે છે! પરંતુ હજુ પણ આપણ સર્વએ એ નિયમનું પાલન કરવાનો પ્રયત્ન કરવો જોઈએ, જેથી આપણે હાલનો ઉદ્દેસ્ય જેમ બને તેમ સત્વર હાથ આવશે.

બંધુઓ! આપણા આ કાર્યમાં ઘણા દ્રવ્યની પણ અગત્ય છે તેના પણ વિચાર કરી અને દેશકાળને અનુસરી શાસ્ત્ર વિરૂદ્ધ રૂઢ થએલા રિવાજને નાબુદ કરવા, તથા ઐકય વધારી આપણી પ્રજાને તેવા અધમ રિવાજમાં ન સપડાય તેવી સંસ્કારી બનાવવા યોગ્ય પ્રયત્ન થશે એવી વિનતિ કરી અત્ર વિરમું છું. અસ્તુ,

**શ્રીયુત દયાશંકર ગીરધરભાઈ પંડયાનું ભાષણ:—**

**સદ્ગૃહસ્થો!**

ગોધરા મુકામે આપણા હિતચીંતક મંડળે મેમ્બર તરીકે પાળવાની જે

રૂલો ઘડી છે, તેના સંબંધમાં બે શબ્દ કહેવા માગું છું કેઃ—

આપણ સમગ્ર જ્ઞાતિ બંધુઓએ ટુવા મુકામે સર્વાનુમતે જે ઠરાવો નક્કી કરી છપાવ્યા છે અને તેની નકલ દરેકને પહોંચાડી છે, જે વાંચી લઈ બંધુઓ તે ઠરાવો પાળે છે. એટલે કે તેમાંના તમામ ઠરાવો આખી જ્ઞાતિને લાગુ પડી ચુકયા છે એમ આપણે જાણીએ છીએ. આ ઠરાવનો અનાદર કરનાર પોતાની શ્રેષ્ઠતા અને પ્રમાણીકપણું કેટલું છે તે બતાવી આપે છે. જેથી એવું વર્તન કોઈ ભાગ્યેજ કરે. છતાં તે રૂલ વિરૂદ્ધ કોઇ કામ કરે તો તેમ ન થવા દેવા સર્વ બંધુઓએ સબળ પ્રયત્ન કરવો જોઇએ.

મેમ્બરોને પાળવાના ઠરાવની કલમ ૧૦–૧૧ થી હું ધારૂં છું કે આપણા મેમ્બર બંધુઓને પોતાના કુટુંબમાં કંઇક્ અડચણ આવશે. માટે રડવા કુટવાની બાબતમાં ઉમરની હદ કરતાં અમુક દિવસની હદ બાંધવી જોઇએ. કઢંગા છતાં બંધ કરવાથી અડચણ આવે તેવા રિવાજો એકદમ બંધ કરવા એ લોકાપવાદ છે. માટેજ તે સંબંધી મેં દલીલ કરી છે. રૂલ ૫ તરફ સર્વનું ધ્યાન ખેંચી સદર ઠરાવ હાલની યુવક અને નવીન પ્રજાને લાગુ પાડવા વિનતિ છે, વળી પુત્રીને ફરજીઆત વધારે શિક્ષણની જરૂર નથી. માત્ર કેળવણીથી પોતાના ઘરધંધા ઈત્યાદિમાં કેમ કુશળ રહેવું તે જાણે તથા પોતાના વિચારો ઉમદા થાય, તેટલું શિક્ષણ મળે તો બસ છે, બાકીની સર્વ રૂલો ઉત્તમ અને ફંડને તથા સર્વ બંધુઓને અતિ હિતકારક છે.

આપણા મંડળનો હેતુ મંડળ જેમ મ્હોટા પાયા પર આવે તેમ વધારે સિદ્ધ થાય તેમ છે. માટે આપણે ઈશ્વર પાસે યાચના કરવી જોઇએ કે આપણા મંડળની દિને દિને ચઢતી કરવા દરેક જ્ઞાતિ બંધુનું ધ્યાન ખેંચાય. આવી મિટીંગો જુદે જુદે સ્થળે બે ચાર વખત થશે જેથી સર્વ બંધુઓના ધ્યાનપર આ મંડળના ખરા હેતુ આવશે જેથી તેનો પાયો મજબુત થશેજ, એટલે કે મેમ્બરો પણ વધશેજ. સમુહ વધ્યા પછી ઉપરની સાર્વજનિક રૂલો પસાર કરીશું તો આપણને અડચણ આવશે નહિ. માટે હાલતો આપણ સર્વએ તન–મનને ધનથી, આ સાર્વજનિક કાર્ય મ્હોટા પાયાપર આવે તેવો પ્રયત્ન કરવો જોઇએ, વળી દર વર્ષે મેમ્બરો તરફથી

ભેગી થતી રકમ લેનાર તેનો વહીવટ ચલાવનાર, એટલે સેક્રેટરી, ચેરમેન અને પ્રેસીડન્ટની નીમણુંક સર્વ મેમ્બર બંધુઓની સંમતિ લઈ કરવાની તથા ન્યાત ખર્ચના પૈસાનો હિસાબ દરવર્ષે બહાર પાડવાની જરૂર છે. જેથી આ મંળડના મેમ્બર નહિ થએલા બંધુઓને પણ ખાત્રી થાય કે આ ફંડમાંના નાણા આપણાં બાળકોને વિદ્યાદાન આપવામાં અને સારા સુધારા કરવામાંજ વપરાય છે. માટે આપણે પણ તેમાં જોડાઈ તનમન ધનથી મદદ કરવી જોઇએ. વળી સદર ફંડના પૈસા કયે કયે રસ્તે અને કેવી રીતે વાપરવાના છે તેની સંપુર્ણ હકીકત સર્વ જ્ઞાતિ બંધુઓને ઠસાવવાની જરૂર છે.

હાલના જમાનાને અનુસરી આવાં ફંડો દરેક શહેર અને ગામડાંઓમાં પણ થએલાં છે ને જેમાં ગરીબ માણસો પણ પોતાના નિર્વાહના સાધનમાંથી સુધારા અને વિદ્યાદાન અર્થે દશાંશ રકમ કાઢે છે. જેથી તેમનાં બાળકો પણ તેવાંજ જ્ઞાત્યાભિમાની થઈ વડીલોને આશીર્વાદ દઈ સુધારા પર આવી ગએલાં જોઇએ છીએ, તો આશા છે કે આપણા સર્વ જ્ઞાતિબંધુઓ પણ ધડો લેશે.

આ પરોપકારી મહાન કાર્યપર ઘણા બંધુઓ તનમનથી લાગુ રહ્યા છે જેમને ધન્યવાદ ઘટે છે. અને આશા રાખું છું કે આવોજ પ્રયત્ન સદા જારી રહેશે. જેથી આપણા મંડળીની આબાદી થોડા વખતમાં થઇ જશેજ એમાં કાંઈ શક નથી, અસ્તુ.

## શ્રીયુત ગણપતરામ ઘેલાભાઈ જોષીનું ભાષણ—

પ્રિય મહાશયો ! !

આજ આપણું પ્રથમ સંમેલન ડાકોર જેવા પવિત્ર તિર્થક્ષેત્રમાં મળેલું જોવા આપણે ભાગ્યશાળી થયા છીએ, જે પરમાત્માની કૃપાથી આપણા મંડળનું ભવિષ્ય અતિ શુભ છે એમ બતાવી આપે છે.

આ મિટીંગનું પ્રમુખસ્થાન મ્હારા બંધુ નર્મદાશંકરભાઇને આપવાથી સર્વ બંધુઓને જે આનંદ થયો છે તેથી વિશેષ મને પણ થાય છે.

આપણો મુખ્ય આશય આપણાં જ્ઞાતિ બાળકોને વિદ્યા પ્રાપ્ત કરાવી ચાલુ જમાના સાથે બાથ ભીડી શકે તેવી યોગ્યતાવાળાં બનાવવાનો છે.

મહાન પુરૂષોનું વચન છે કે "કાળને નમો, કાળ તમને નમશેજ," એટલે કે તમે સમયને અનુસરશો તો સમય તમને અનુસરતોજ થશે જેથી તમે સુખી થશો. સ્વામી શ્રીરામતીર્થનું પણ વચન છે કે "જમાનાને અનુસરતું કરો નહિ તો મરો." આ વાક્ય જો કે છે તો નાનું પણ તેનો અર્થ ઘણો ગંભીર છે. મતલબ એ છે કે આપણુને જેવો સમય પ્રાપ્ત થયો હોય, દેશની જેવી પરિસ્થિતિ હોય, જે જે લોકોના સહવાસમાં રહી આપણે જીવન ગાળવાનું હોય, અને આજીવીકા જેમના સહવાસમાં રહી મેળવવાની હોય તે સર્વને અનુસરી આપણામાં જે ખામીઓ માલમ પડતી હોય તે દૂર ન કરીએ, સમયાનુસાર આપણામાં જે ખોટા વિચારો ઘર કરી રહ્યા હોય તેને પકડી રહી જરૂરી અને ફાયદાકારક રિવાજો ગ્રહણ ન કરીએ અને ફક્ત કુવો તો મારા પિતાએજ ખોદાવ્યો છે માટે તેમાં પડી મરવું નહિ કે તેનો સદુપયોગ કરી ઉત્તમ ધાન્ય વાવી તેના શુભ બીજ મેળવવાં." આવી અંધતા ચલાવી બેશી રહીએ તો દેખીતુંજ છે કે જે સમયમાં અને દેશમાં આપણે જીંદગી ગાળવાનીછે તે દેશને આપણા રિવાજ કઢંગા ને હલકા લાગવાથી આપણે તિરસ્કારને પાત્ર થવાનાજ અને આગળ પડી શકવાના નહિજ, અને તેમ થાય એટલે આપણી કેળવણી તેમ આર્થિક સ્થિતિ ખરાબ રહી ફક્ત પેટજ ભરી આપણી જીંદગીનો ફેરો સફળ કર્યા સિવાય ચાલ્યા જવાના! જેથી આવા રીતે જીંદગી ગાળવી એ.

**दानोपभोग रहिता दिवसा यान्ति यस्य वै ।**
**स लोहकारंणभस्त्रेव श्वसन्नपि नजीवति ॥**

આ પ્રમાણે વિદ્વાનો કહે છે તેમ આપણે શ્વાસ લઇએ છીએ છતાં જીવતા નથીજ એટલે કે મુએલા બરાબરજ છીએ. એ દેખીતું છે! આવી રીતે "કાળને અનુંસરો નહિ તો મરો." આ વાકયનું જેટલું વિવેચન કરીએ તેટલું ઓછું છે, જે સર્વ બંધુઓ વિચારી લેશે.

જંગલની તુચ્છ ગણાતિ માટીનાં કુંભાર પોતાની બુદ્ધિવડે કેવાં અવનવાં વાસણ બનાવી શકે છે, તેવીરીતે આપણા ચીરંજીવીઓને ભવિષ્યના મહાન પુરૂષો બનાવવા સર્વ બંધુઓએ એકત્ર થઈ બુધ્ધીબળનો ઉપયોગ કરવો જોઇએ. એકત્ર થવાને—એક હૃદયી થવાને કેટલાક યોગ્ય

અને સુસંસ્કારી હૃદયોની જરૂર છે. ધીમેધીમે તેવાં સુસંસ્કારી હૃદયોપણ પરમાત્મા પ્રાપ્ત કરાવશે.

આપણી જ્ઞાતિ તરફ નજર કરીશું તો માલમ પડશે કે આપણે ઘણી ગરીબ સ્થિતિ ભોગવીએ છીએ જેથી ફંડ પણ એકાએક મોટા રૂપમાં જોઈ શકતા નથી. છતાં દરેક જ્ઞાતિબંધુ ફક્ત બાર માસની ચોવીસ એકાદશી કરીને તેનુંજ બચાવેલું ધન આ સંસ્થમાં આપે, તો કેટલો ફાયદો થાય !! એ સર્વ બંધુઓએ વિચારવા જેવું છે. કેટલાક સુજ્ઞ બંધુઓએ સંસ્થાની ચઢતી થએ અમુક રકમ આપવા ઉદારતા દર્શાવેછે અને દર્શાવીછે પણ ખરી જેમનો અત્રે આભાર માનુંછું પણ તેવા સુહૃદયી બંધુઓને મારી વિનંતી છે કે કયી મુંડીપર આ સંસ્થાની ચઢતી થાય કે જે ચડતીપછી આપ મદદ આપી શકો ? મુડી વધારી તેની ચઢતી કરવી એ પણ આપણું સર્વનીજ ફરજ છે. તો આશાછે કે તેવા પુરૂષો પોતાનો ઉદાર હસ્ત પ્રથમથીજ લંબાવી ઉછરતા મંડળનું રક્ષણ કરીનેજ તેની ચઢતી જોવા ઉત્સાહી થશે.

કેટલાક બંધુઓ એવુંપણ કહેછે કે અમારે છોકરા નથી જેથી અમારે તેવી સંસ્થામાં દાખલ થવાનું શું પ્રયોજન !! સુજ્ઞ બંધુઓ ! જ્ઞાતિના ચીરંજીવીઓએ તમારાજ ચીરંજીવીઓ છે. જ્ઞાતિ : તમારીજ છે, જેથી તેના બાળક પણ તમારાંજ છે. ભિન્નતા તો અતિ દુઃખકારક છે. માટે તેને તજીદો. જ્ઞાતિ એ એક વિશાળ મહેલછે, અને કુટુંબોએ તેના નાના નાના ઓરડાછે, જ્યાં આપણે રહીએ છીએ. તો સમગ્ર મહેલની સુધારણા કરવી એ મહેલમા રહેલા સર્વ બધુઓની ફરજજ છે. એટલે કે જ્ઞાતિના બાળકોને સુધારવા એ તમારી ફરજ છે. આટલું સમજવાની શકિત અર્પવાની સર્વ જ્ઞાતિબંધુઓપર પરમ કૃપાળુ પરમાત્મા કૃપા કરે એટલું યાચી અત્ર વિરમુંછું ॥ અસ્તું ॥

### શ્રીયુત બાપુલાલ દલસુખભાઈ જોષીનું ભાષણ:—

**મહેરબાન અધ્યક્ષ સાહેબ તથા બંધુઓ !!**

આપણી જ્ઞાતિમાં સમેલનનો આ પ્રથમ પ્રસંગ જોઈ મને ઘણો આનંદ થાય છે, કારણ કે આ આપણી ઉન્નતિનું એક પગલું છે.

આપણે ઉન્નતિ શોધવા નિકળ્યા છીએ, પણ તે પહેલાં આપણી

અવનતિનાં કારણો શોધી તેને દુર કરવાં જોઈએ. નહિ તો એક બાજુ આપણે ઉન્નતિનો પ્રયાસ કર્યા જઈએ; અને બીજીબાજુ અવનતિ ચાલુજ એટલે સરવાળે સુન રહે. અવનતિનું પ્રથમ કારણ છે પણ જ્ઞાતિમા કેળવણી નો અભાવ એજ છે. અને આ કેળવણીના અભાવનાં અનેક કારણો છે પણ અત્રે માત્ર બે ચાર ગણાવીશ.

૧ **ગ્રામ્ય જીવન**—આપણી જ્ઞાતિની સેંકડે ૯૯ ટકા વસ્તિ ગ્રામ્ય જીવન ગાળે છે. એટલે ત્યાં સુજ્ઞ ઉપદેશકો અને માર્ગદર્શકો હોતા નથી. તેમ કેળવણીનાં પુરતાં સાધનો પણ હોતાંનથી જેથી મને શુભ સંસ્કાર પડતા નથી.

૨ **આર્થિક સ્થિતિ**—આપણી આર્થિક સ્થિતિ ઘણી ખરાબ છે. તેના પરીણામે માતા પિતા આજીવિકા અર્થે સતત્ ઉદ્યોગી રહે છે. જેથી બાળકોની કેળવણી તરફ તદ્દન બેદરકાર રહે છે. વળી તેમના પોતાના ઉપર કેળવણીના સંસ્કાર બિલકુલ હોતા નથી. એટલે કેળવણીનું પુરૂં રહસ્ય સમજતા નથી, ને કેળવણીનો ઉદ્દેશ્ય માત્ર આજીવિકા અર્થે નોકરી મેળવવાનોજ સમજે છે. જેથી નોકરી સિવાય બીજો કોઇ માર્ગ બતાવી આજીવિકાનું સાધન કરી આપે છે: અને નાનપણથી બાળક સારા વા ખોટા રસ્તે બે પૈસા કમાતો થાય તેમાંજ સંતોષ માને છે. વળી કોઈ કેળવણીનો હેતું સમજે તો આર્થિક સ્થિતિ ખરાબ હોવાથી તે કેળવણી પાછળ દ્રવ્યનો વ્યયપણ કરી શકતા નથી.

૩ **બાળલગ્ન**—ઉપરની બે મુશીબતોને હઠાવીને પણ કોઈ સંસ્કારી પુરૂષપર વિદ્યાદેવીની કૃપા થાય છે, ત્યાં તો તેને એક નવી દેવી મળી આવે છે. જે કૃપાળુ વિદ્યાદેવીને હઠાવી દે છે. અને બ્રહ્મચર્ય જેવા ઉપર વિદ્યાનો આધાર રહેલા છે તે કુમળી વયમાં નષ્ટ થાય છે.

૪ **સ્ત્રી કેળવણી**—એક મહાન પુરૂષનાં વચન છે કે—

"કહે નેપોલીયન દેશને કરવા આબાદાન,
સરસ રીત તો એજ છે દો માતાને જ્ઞાન."

આ રીત આપણામાં પ્રવેશ પામી નથી જેથી આપણાં બાળકો શુભ સંસ્કારી નીકળતાં નથી. બાળકની કેળવણીનો આધાર માતા પર છે.

કારણ કે તેની પાસે વધુ વખત રહે છે. મહાન પુરૂષોનાં જીવન ચરિત્ર જોઇશું તો માલમ પડશે કે તે દરેકને તેમની માતા તરફથી સંસ્કાર મળયા હતા.

આવી રીતે કેટલાંક કારણોથી આપણે કેળવણીમાં પછાત છીએ માટે આપણાં બાળકોની તેવી દશા ન થાય તેવાં પગલાં યોજવાં એ આપણું કર્તવ્ય છે. હવે આ બધાં વિઘ્નોમાંથી કેટલાંક તો આપણે આપણી મેળેજ દૂર કરી શકીએ, અને કેટલાંક દૂર કરવાનો આધાર આપણી સમગ્ર જ્ઞાતિપર રહેછે. સમગ્ર જ્ઞાતિની સત્તામાં હોય તેવા નિયમોમાં આપણે ફેરફાર કરીશું તો આપણે તેમની દૃષ્ટિમાં તેમનાથી જુદા ગણાઇશું, અને આપણાંને તેમનાં મન ઉચાં થશે. તેમ આપણી સાથે જોડાતા કેટલાક યુવકો પણ તેના પરીણામે અચકાશે, જેથી મંડળની વૃદ્ધિ થશે નહિ. મંડળમાં યુવકો થોડા હોવાથી મંડળની આર્થિક સ્થિતિ ખરાબ છે, એટલે સમગ્ર જ્ઞાતિ તરફથી આર્થિક મદદની પણ જરૂર છે આવાં કારણોથી આપણે તેમની સાથે ઐક્ય રાખી, તેમની સત્તા તેમના હાથમાં રહેવા દઈ, તેમને બોધ કરી, તેમનાં મગજ કેળવી કેળવણીનું ખરૂં રહસ્ય સમજાવી તે મેળવવામાં થતાં વિઘ્નો દુર કરાવવાં એ મંડળનું કર્તવ્ય છે.

આપણી આમંત્રણ પત્રિકાઓમાં "જ્ઞાતિના કેટલાક કઢંગા રિવાજોમાં ફેરફાર કરવો" એવી મતલબના વાકયથી કેટલાકના અંતઃકરણ પર એમ ઠસી ગયું છે કે આ લોકો પોતાને ફાવતા રિવાજો ઘડી નવું તડ કરવા ધારે છે. આવી ખોટી કલ્પના કરનારાઓને તેમની કલ્પના ખોટીજ છે, તેવું બતાવી આપવુ એ આપણું કર્તવ્ય છે. આ કર્તવ્ય આપણે માત્ર પોતાનેજ લાગુ પડતા હોય તેવા ઠરાવો કરીએ અને સમગ્ર જ્ઞાતિને લગતા ઠરાવો માટે માત્ર ચર્ચા કરીએ પણ મંજુર કરીએ નહિ, તોજ સચવાય તેમ છે. આ જોતાં આપણા મંડળના નિયમોમાં જે રડવા કુટવાનો નિયમ છે, તે આપણી સત્તા બહારનો ગણાય. કેમકે જયાંસુધી સમગ્ર જ્ઞાતિએ આ રિવાજ સ્વિકાર્યો નથી. ત્યાંસુધી આપણે તેનો અમલ કરવાથી તેમના હાસ્યપાત્ર થઇએ. અને કોઈ પ્રસંગે કોઈને ઉપાધી રૂપ પણ થાય. આ કહેવાથી મારૂં કહેવું એમ પણ નથી કે રડવા કુટવાનો રિવાજ સારો છે, અને તેનો નિષેધ ન થાય. હું પોતે એ રિવાજથી તદ્દન વિરૂદ્ધ છું પરંતુ

હેતુ એટલોજ કે સમગ્ર જ્ઞાતિને લગતા રિવાજોના ઠરાવ સમગ્ર જ્ઞાતિની હાજરીમાંજ થવા જોઈએ. જેથી કોઇને હરકત આવે નહિ.

આપણી જ્ઞાતિને સુધારીએ તે પહેલાં આપણે પોતે સુધરી જ્ઞાતિની દૃષ્ટિમાં આપણે ખરેખરા સુધારક છીએ એ સાબિત કરી આપવું જોઇએ. પણ આમ કરવામાં કોઈ કવિ કહે છે તેમ " તમારો જે સુધારો છે અમારો એ કુધારો છે. " એમ ન થવું જોઈએ. એટલે કે આપણા સુધારામાં પહેલાં સ્નાન સંધ્યાદિ કર્મ આપણાં પોતાનાં કુટુંબ બાળલગ્નાદિ ખરાબ રિવાજ અને સ્ત્રી કેળવણીનો પ્રચાર ઈત્યાદી સુધારા કરવા જોઈએ. આથી જે શુભ ફળ આવશે તે આખી જ્ઞાતિને દાખલો બેસાડશે.

વળી આપણા મંડળની તનમનને ધનથી વૃદ્ધિ કરી ટુંક સમયમાં એકાદ બોર્ડિંગ સ્કુલ સ્થાપવી જોઇએ, કે જેથી ગ્રામ્ય જીવનવાળાં બાળકોને કેળવણી લેવાને સ્થાન મળે. વળી જ્ઞાતિના પુખ્ત વયના ગૃહસ્થોનો, અને આ મંડળમાં જે નથી જોડાયા તેવા યુવકોના મનપર શુભ સંસ્કાર પાડવા માટે એકાદ માસિકની યોજના કરવી જોઇએ. એટલું કહી વિરમું છું. ॥ અસ્તું ॥

## શ્રીયુત્ લલ્લુભાઇ દુર્લભરામ પુરોહિતનું ભાષણ:—

**મ્હારા વ્હાલા સ્વજ્ઞાતિ બંધુઓ ! !**

આજનો મેળાવડો જોઈ અત્યંત આનંદ થાય છે. મંડપના તેમજ જ્ઞાતિના કેટલાક વયોવૃદ્ધ પુરૂષોએ આ સ્થળે પોતાના વખતનો ભોગ આપી હાજરી આપી છે, જે જ્ઞાતિનું શુભ ચિત્ત બતાવી આપે છે. જે જે સભ્યો પ્રથમ પોતાનાં ભાષણદ્વારા વિચારો દર્શાવી ગયા તેઓને હું તદ્દન મળતો છું..

આપણા મંડળનો હેતુ પાર પાડવામાં મોટા ભંડોળનો સવાલ પ્રથમ છે, માટે ભંડોળ વધારવા પ્રયત્ન કરવો જોઇએ. છતાં અત્યાર સુધીમાં આપણે જે કંઈ કર્યું છે. તે મારા માનવા પ્રમાણે ઘણું સ્તુત્ય છે અમદાવાદ શહેરમાં લુહાર જ્ઞાતિમાં ફરજીઆત ઠરાવ છે કે ૭ આના રોજથી કારીગર તરીકે કામમાં જોડાય કે તેણે દરરોજની એક પાઈ જ્ઞાતિના કલ્યાણ અર્થે કાઢવીજ જોઇએ. આ હિસાબે તે માણસનું વર્ષ દહાડે બે રૂપીઆ

જેટલી રકમ કાઢતાં કંઈ ઓછું થઈ જતું નથી, અને જ્ઞાતિમાં મોટું ભંડોળ એકઠું થાય છે. આનો આપણા સર્વ જ્ઞાતિબંધુએ દાખલો લઈ મદદ કરવી જોઈએ.

વિદ્યાવૃદ્ધિથી યુરોપના ઘણા દેશ તેમ ૮—૧૦ વર્ષમાં જાપાન દેશ કેટલો આગળ પડતો ભાગ લે છે. તે આપણે જોઈએ છીએ. તેમ હિંદુસ્તાન પણ કેળવણીને લીધેજ અત્યારે કંઈ વિદ્યાહુન્નર જાણતું થયું છે. વળી નર્મદાશંકર ભાઈ જે આપણા પ્રમુખ છે, તેઓ પણ કેળવણીથી આપણને કેટલા સહાયભૂત થયા છે તે કોઈનું અજાણ્યું નથી. લઘુ બંધુ નર્મદાશંકર ભોગીલાલની પણ આપણને એકી અવાજે પ્રશંસા કરીએ છીએ તે પણ કેળવણીનો પ્રત્યક્ષ દાખલો છે. આયડ નિવાસી સ્વર્ગસ્થ રાજારામ રૂપરામ પુરોહિત જે તાલુકા સ્કુલ માસ્તર હોઈ સ્વભાવે શાંત તથા માયાળુ હતા, તેમ સ્વજ્ઞાતિના બાળકોને કેળવવામાં મોટું માન ધરાવતા હતા તેમની મદદથી વલ્લપુરના પંડયા જીવરામ તથા હરિવલ્લભ બન્ને ભાઈઓ સર્વે ખાતામાં જોડાયા, અને તે ભાઈઓની મદદથી ભોગીલાલ ભાઈપણ કેળવણી પામી તે ખાતામાં જોડાયા જે અત્યારે પ્રમાણિકપણે નોકરી બજાવવાથી ક્લાસર તરીકેના સારા હોદ્દા પર છે. સદરહુ ભોગીલાલ ભાઈના ચી૦ નર્મદાશંકર અત્યારે કોલેજમાં ઇન્ટર કલાસમાં છે. આ જોતાં નર્મદાશંકરની કેળવણી તે મર્હુમ રાજારામભાઈની કેળવણીના સદ્બીજનો અંકુર છે એમ કહેવાની કંઈ હરકત નથી. સદરહુ નર્મદાશંકર મારા પાસેના સગા હોવાથી મને તેમના પ્રયત્નથી અતિ આનંદ થાય છે, અને આશા રાખું છું કે થોડા વખતમાં તેઓ બી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી જ્ઞાતિના યુવકોને દાખલા રૂપ થાય. આ પ્રમાણે કેળવણનો સર્વ બંધુઓને ખયાલ આવ્યો હશે જ.

સમાજ તરફ જ્ઞાતિના કેટલાક યુવક તેમ વૃદ્ધો અણગમો બતાવે છે, તેનું મુળ કારણ સમાજના હેતુઓની નથી છાપ તેમના જુના હૃદયમાં પડતાં નથી, અને પડતાં વાર થાય એ પણ દેખીતુંજ છે. કેટલાક બંધુઓ સમાજની શું વ્યવસ્થા થાય છે તે જાણ્યા વગર પણ જોડાતાં અચકાતાં હતાં. પણ આપણા ફંડના શુભ વ્યયનો હિસાબ મારા જોવામાં આવ્યો. જે

આપણા બંધુ શ્રીયુત્ ચુનીલાલ પીતામ્બર જોશી કાલે સર્વ બંધુ સમક્ષ વાંચી સંભાળવશે તે અતિસ્તુત્ય છે. જે સર્વની જાણમાં આવવાથી તેમના વિચાર આપણી તરફ દોરાશેજ. આપણા રિવાજો વૃદ્ધોને પસંદ પડતા નથી, તેમ વૃદ્ધોના કેટલાક કુઢંગા રિવાજો આપણને પસંદ પડતા નથી. પણ ફક્ત તેમની સમજ ફેરને લીધે તેમ થાય એ સ્વાભાવિક છે. છતાં અત્યાર સુધીમાં તેમણે મહત્વ કંઈક જાળવી રાખ્યું હોય તે ખાતે તેમનો ઉપકાર માનવાનો છે. માટે તેમનું મન ન દુખાય તેમ શાન્તિથી કામ લઈશું તો બે ચાર વર્ષમાં તેઓપર આપણા કાર્યની છાપ પડશેજ.

સમાજની કલમો પૈકી રોત્રા કુટવાની બાબતમાં રા. બાપુલાલભાઈની દરખાસ્તને હું મળતો છું. બાકીની અતિ લાભકારક છે પણ હવે પછી તેમાં જે જે ફેરફાર થાય તે વાર્ષિક સંમેલન વખતેજ થવા જોઈએ. એટલું કહી બેસી જવાની રજા લઉં છું.

### શ્રીયુત નર્મદાશંકર ભોગીલાલ પુરોહિતનું ભાષણ:—

**મુરબ્બીઓ અને મ્હારા યુવક બંધુઓ ! !**

સૃષ્ટિના નિયમ પ્રમાણે સર્વ વસ્તુંમાં ફેરફાર થયાંજ કરે છે, અને જો કે ગીતાજીમાં કહ્યા પ્રમાણે **॥ प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि ॥ सर्वशः** સઘળાં કર્મ પ્રકૃતિના ગુણ વડેજ થાય છે, અને પ્રકૃતિ તે બીજું કંઈ નહિ પણ ઈશ્વરની માયાજ છે. તેથી ખરી રીતે તો તે ફેરફારમાં ભાગ લેનાર પુરૂષો કેવળ નિમિત રૂપેજ હોય છે. છતાં આપણે સાંસારિક દૃષ્ટિએ તેમનેજ કર્તા માનીએ છીએ કોઈપણ ફેરફાર કરનારના માથે દુનીઆમાં ઓછાં સંકટ આવતાં નથી. દુનિઆના કોઈપણ ઇતિહાસમાં જોઈશું તો માલમ પડશે કે આજે જે પુરૂષોને જનસમાજ પુજ્ય બુદ્ધિથી જુએ છે, જેમની બુદ્ધિ અને પરાક્રમ જોઈ આપણે ચકિત થઈએ છીએ, અને જેમાંના ઘણાખરાને ઈશ્વરનો અવતાર માનીએ છીએ તેમને પણ ઓછાં સંકટ વેઠવાં પડયાં નથી. તેમના જીવનમાંથી આપણને જો વધારે આશ્ચર્ય ઉત્પન્ન કરતું હોય તો તે તેમનો આગ્રહ અને ધૈર્ય છે. ત્યારે આપણા પરમપૂજ્ય શ્રીમદ્ જગતગુરૂ આદ્યશંકરાચાર્યે બાલ્યાવસ્થામાંજ સંસારની નિઃસારતા જોઈ, નવ વર્ષની ઉમ્મરે દિક્ષા લઈ સંપૂર્ણ વેદાધ્યન કરી સોળ વર્ષની નાની વયે એમ નિશ્ચય કર્યો કે કોઈપણ

રીતે બ્રાહ્મણોને તેમનું હિત શું છે. તે જણાવવું, અને સુમાર્ગ સુઝાડી પુનઃ બ્રાહ્મણ ધર્મ સ્થાપિત કરવો, ત્યારે તેમને એમ નહિ લાગ્યું હોય કે મારે ડગલે ડગલે વિરૂદ્ધ પક્ષકારોના સામું થવાનું છે? પણ પોતાનું ધારવું ખરૂં છે અને પોતાના મતથી સમાજને લાભ થવાનો છે એમ ધારી ગમે તેમ થાય પણ તે કાર્ય કરવું એવો તેમનો આગ્રહ અને તેમને રાખવું પડેલું ધૈર્ય એ આપણને ઓછાં દાખલો લેવા જેવાં નથી !

સોળથી બત્રીસ વર્ષની ટુંક મુદતમાં હિંદુસ્તાનના લગભગ દરેક દેશમાં પગે ચાલીને જવું! અને સેંકડો પ્રતિવાદીઓ સામા થઈ તેમાં જય મેળવવો એ સર્વ કંઈ સહેલું નથી. જ્યારે કંઈપણ ફેરફાર કરવાનો હોય છે, પછી ભલે તે રાજ્ય સંબંધી હો કે સમાજ સંબંધી હો, ત્યારે તેમના નેતાઓ પોતાને ઘેર નિરાંતે બેસી રહી શકતા નથી, પણ તેમને ઘણા સંકટ ભરેલા માર્ગમાં થઈને જવું પડે છે. આપણે પણ કંઈક એવાજ પ્રકારના માર્ગમાં થઈને જવાનું છે. પરંતું જો આપણને એમજ ખાત્રી છે કે આપણું કારણ ખરૂં છે, અને એકના નહિ પણ આખી જ્ઞાતિના ફાયદા માટેનું છે, તો આપણે તે કાર્યમાં આગ્રહ અને ધૈર્યથી મચ્યા રહેવાની જરૂર છે. આપણે જે કાર્ય કરવાનું છે તે તેત્રીશ કરોડની વસ્તીવાળા હિંદુસ્તાનમાં નહિ પણ ત્રણસેં ઘરના હિંદુસ્તાનમાં કરવાનું છે. છતાં એટલું તો ખરૂંજ કે તે આપણા પ્રમાણમાં કંઈ સ્હેજ નથી. કેમકે આપણી સ્થિતિ અને આજુબાજુનું જ્ઞાતિનું વાતાવરણ બગડેલું છે. આપણે અત્રે એકઠા થયા છીએ તેથીજ કેટલાકના મનમાં તો કડવું લાગ્યું હશે. કારણ ઘણાનું ધારવું તો એમજ છે કે આ એકઠા થઈ આપણા હક્કો છીનવી લેવા માગે છે, અને આપણે જે કરીએ તે ન કરવા દેતાં બધાને સરખા કરી દેવા માગે છે! વળી કેટલાકનો મહામંત્ર તો એ છે કે "છોકરાંને ભણાવી ત્યારે સામું બોલતાં શીખને!" પરંતુ તેમણે જાણવું જોઇએ કે છોકરાંને ભણાવ્યા વિના કોઈપણ જ્ઞાતિ કે દેશની ઉન્નતિ થઈ નથી. અને થવાની નથી. પછી કુવામાંના દેડકાની માફક "કુવો એજ મારૂં આખું જગત :' માનવું હોય તો ભલે !

જ્ઞાતિના બાળકોને ભણાવવા માટે દરેક જ્ઞાતિ બંધુએ પોતાની આવકનો કંઈક ભાગ પણ જુદો કાઢવો જોઇએ. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે મનુષ્યને પોતાનું ખાવાનું પણ એકલાને ન ખાવાનું કહ્યું છે.

**देवानृषीन्मनुष्यांश्च पितृन्गृह्यांश्च देवतान् ।**

**पूजयित्वा ततः पश्चाद् गृहस्थः शेष भुग्भवेत् ॥ मनु ॥**

એટલે ગૃહસ્થે દેવ, ઋષિ, મનુષ્ય, પિતૃ અને ગૃહદેવતાની પુજા કરી બલી આપી, પછી શેષ રહે તેજ જમવું જોઇએ. વળી ગીતાજીમાં કહ્યું છે કે, **भुञ्जते ते त्वघं पापा ये पचंत्य त्मकारणात्** ॥ જે મનુષ્ય ફક્ત પોતાનેજ માટે રાંધે છે તે પાપીઓ પાપજ ખાય છે. અને જે યજ્ઞમાં વધેલું ખાય છે, તે સર્વ પાપથી મુક્ત થાય છે. હવે યજ્ઞ કયા તે સંબંધી ગીતાજીમાં કહ્યું છે કેઃ—**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे** ॥ આ પરથી જણાય છે કે દ્રવ્યવડે દાન, લોકહિત ને જ્ઞાતિહિત કરવું વળી એક વિદ્વાન દાનની પ્રશંસા કરતાં કહે છે કેઃ—

**गौरवं प्राप्यते दानान्नतु वित्तस्य संचयात्**

**स्थितिरुच्चैः पयोदानां पयोधीनामधः स्थितिः ॥**

ગૌરવ એટલે શ્રેષ્ટતા તો દાનનથીજ મેળવાય છે, નહિ કે ધનનો સંચય કર્યાથી ! જેમકે પયોદ એટલે પાણી આપનાર વાદળની સ્થિતિ ઉંચી છે; અને પયોધી એટલે સમુદ્ર જે પાણી પાણી એકઠું કરે છે, તેની સ્થિતિ સદા નીચીજ છે. માટે ઉત્તમ માણસ તો એજ કહેવાય કે જે પોતાનું સંચિત કરેલું બીજાને આપતો રહે. મનુ ભગવાન પણ વિદ્યાનું દાન આપનાર બ્રહ્મની સાથે એકત્ર થઈ જાય છે એમ જણાવે છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ જ્ઞાન આપવું તે ઉત્તમ દાન છે એમ જણાવ્યું છે, આમ અનેક સ્થળે જ્ઞાનદાનનો મહિમા જણાવ્યો છે. પૂર્વે બ્રાહ્મણો વિદ્યાર્થીઓને પોતાને ત્યાં રાખી અભ્યાસ કરાવતા અને તેમાં જ પોતાનું હિત માનતા. આપણાથી અત્યારે આપણી સ્થિતિ તરફ જોતાં આટલું મહદ્ કાર્ય તો કરી શકીયે તેમ નથી, પણ તેવા કાર્યમાંજ મદદરૂપે કંઈ દ્રવ્ય આપીએ તો તેના ફળનો અંશ પણ આપણને પ્રાપ્ત થાયજ.

જ્ઞાન કંઇ હવે મ્હોટા માણસને આપી શકીએ તેમ નથી પણ આપણા કુળની, જ્ઞાતિની જેને દેશની ભવિષ્યની ઉન્નતિના મુળ રૂપ આપણાં બાળકોને આપવાની જરૂર છે. તેમના કુમળા મગજ પરજ જ્ઞાન રૂપી સૂર્યનો પ્રકાશ પાડવાનો છે. અને તેમ થશે તોજ આપણી જ્ઞાતિ આજી

સુધરેલી જ્ઞાતિઓ સાથે હરિફાઇ કરી શકશે. જાપાનના વૃદ્ધોએ જ્યારે દેશની ઉન્નતિનો પાયો પોતાનાં બાળકોજ છે એમ જોયું ત્યારે અત્યારે કેટલો આગળ પડતો દેશ બન્યો છે? તે સર્વ બન્ધુઓની જાણમાં હશેજ. માટે બંધુઓ જો આપને જ્ઞાતિ સંબંધી કંઇ દાઝ હોય તો શ્રેષ્ટ માર્ગ એજ છે કે જ્ઞાતિના બાળકોને કેળવણી આપી તેમનાં કુમળાં મન ઉપર સારા સંસ્કાર પાડવા પ્રયાસ કરવો—જ્ઞાતિમાં ઘણા ભણનાર બાળકો છે જેમનું ભણવાનું દ્રવ્ય સંકટથીજ અટકેલું છે, અથવા અટકવાની અણીપર છે. અને આપણાથી તો હવે આગળ ભણવાનુંજ નથી એમ સંતોષ માની બેશી રહ્યા છે. માટે આપણી પ્રથમ ફરજ એ છે કે આવા કેટલાક યુવકોને શોધવા, અને તેમને આગળ વધારવા પ્રયત્ન કરવો. વળી આપણી જ્ઞાતિના ગામો પૈકી એકાદ બે સિવાય કોઈ ગામમાં ઉંચ કેળવણી લેવાની જોગવાઇ નથી, જેથી ઘણાં બાળકો ગુજરાતી પાંચ ધોરણ ભણી વિદ્યાની પૂર્ણાહુતિ કરે છે. આવાં બાળકો માટે પણ બનતો પ્રયાસ કરવો જોઇએ. આવો સતત પ્રયત્ન સેવવાનું સર્વ જ્ઞાતિ બંધુઓને પરમાત્મા બળ અર્પો એટલું બોલી બેશી જવાની રજા લઉં છું.—॥ અસ્તુ ॥

## શ્રીયુત ડાહ્યાશંકર હરગોવિન્દ જોષીનું ભાષણ—

**સુજ્ઞ બંધુઓ ! !**

દરેક મનુષ્યે દુનિયાદારીનાં કર્તવ્ય કર્મ સાથે ધાર્મિક કર્તવ્યો પણ કરતા રહેવું જોઇએ. માટે આપણી પ્રથમ ફરજ છે કે હમેશાં આપણે નિત્ય કર્મમાં અડગ રહેવું જોઇએ. આજીવિકા અર્થે હરેક ધંધો કર્યા વગર ચાલતુંજ નથી તેમ નિત્ય કર્મ કર્યા સિવાય પણ ચાલેજ નહિ એવો નિશ્ચય કરવો જોઇએ. પરમ પુનીત–પાવની ગાયત્રીનું માહાત્મ્ય ઘણું મોટું છે. તેના પુરશ્ચરણથી તો અધમતાને પામેલા એક બ્રાહ્મણે પુનઃ બ્રહ્મત્વ પ્રાપ્ત કરી વચન સિદ્ધિ મેળવી, દુર્ભિક્ષ છતાં વરસાદ વરસાવ્યાનું કહેવાય છે ! અનુભવ સિદ્ધ વાત છે કે નિયમિત ગાયત્રી જાપ કરનારની મલિનતા દૂર થઈ બુદ્ધિ શુદ્ધ થાય છે. અને પવિત્ર બુદ્ધિ થતાં સાત્વિક ગુણ પ્રકટે છે, જેથી તે વડે જ્ઞાન થાય છે. જ્ઞાનથીજ મોક્ષ મળે છે, એવા આપણા દરેક પૂજ્યપાદ આચાર્યોના મત છે, ને યથાર્થ છે. માટે હમેશાં ( ૩૨૪ ) ગાયત્રી

મંત્રનો જાપ કરવા ઉપરાન્ત યથાવકાશે કંઇક વિશેષ કરતા રહી તત્સંબંધે થએલા ઋણથી મુક્ત થવું એ અતિ આવશ્યક છે.

બંધુઓ ! આપણુ દરેક જણુ બની શકે તેટલું સંધ્યાદિ નિત્યકર્મ કરીએ છીએ, પણ આપણે સર્વએ એક સરખી રીતે અને શુદ્ધતાથી કર્મ કરી જાણવું જોઇએ. તેને માટે **શ્રીયુત મહાત્માશ્રી છગનલાલ શર્મા** પુસ્તક પુરાં પાડશે તે પ્રમાણે સર્વ બંધુઓએ સંધ્યાદિ કર્મ કરવું. અથવા સંમેલન વખતે તે પ્રમાણે બનશે એટલુંજ નહિ, પણ ત્રિકાળ સંધ્યા કરનાં વધુ બંધુઓ જોવામાં આવશે એમ આશા રાખી વિરમું છું, **इति शिवम्**

આ સિવાય રા, રા. **બાળકૃષ્ણ જાગેશ્વર પુરોહિત** તથા રા. રા **અમરતલાલ રાઇજીભાઇ, ઇત્યાદ ઘણા બંધુઓએ** પોતાના સ્તુત્ય વિચારો રજુ કર્યા. બાદ **શ્રીયુત છગનલાલશર્માએ** પોતાની પ્રસાદીરૂપે બે શબ્દ કહી સમય વધારે વ્યતિત થએલો હોવાથી બીજા દિવસની મિંટીંગમાં પોતાના વિચારો સ્ફુટથી દર્શાવ્યાનું જણાવ્યાથી પ્રથમ દિવસની બેઠક વિસર્જન થઇ હતી.

ભ્રાતૃભાવ ધરાવનાર સર્વબંધુઓનું મીલન, સામ્યવૃત્તિથી વૃદ્ધ તેમ જ સર્વ બંધુઓને અરસપરસ વિચારની આપ લે તથા ઉત્સાહી બંધુઓનું ઉત્તમ વાદ્ય સાથેનું સુંદર હરિકિર્તન ઇત્યાદી અપૂર્વ આનંદ અનુભવતાં નિશા અતિત્વરાએ પસાર થવાથી ઉપાલમ્ભરૂપ બની હતી ! ઇશ્વિર આવા આનંદપ્રદ અનેક સમય સર્વને ફરી ફરી પ્રાપ્ત કરવાનો લાભ આપો !!

બીજા દિવસની મિટીંગ—ડાકોર નિવાસી સર્વ જ્ઞાતિ બંધુઓની સગવડ જાળવી બપોરના ચાર વાગે રાખી હતી. સમય થતાં સર્વ બંધુઓ હાજર થયા હતા. પ્રમુખે પોતાનું સ્થાન શોભાવતાં **મહાત્માશ્રી છગનલાલ સેવકરામ શર્માંએ** સંમેલનનો હેતુ. મંડળના ઉદર માટે પ્રદર્શિત થતાં ચિન્હ, રોવા કુટવાનો શાસ્ત્રીય રીતે નિષેધ, યથાવિધિ ગર્ભાધાન સંસ્કાર કરવાની જરૂર, જુનાને નવા વિચારોનું અવલોકન કરી દેશ કાળને અનુસરી યોગ્ય ફેરફાર કરવાની જરૂર ઇત્યાદી અનેક બાબતો પર રસિક વિવેચન કરી શ્રોતાઓનાં મન તાળીઓના અવાજ સાથે શાન્ત કર્યા હતાં.

**ત્યાર પછી શ્રીયુત ચુનીલાલ પીતામ્બર જોષીએ નીચે પ્રમાણે પોતાનું ભાષણ શરૂ કર્યું હતું:—**

**અધ્યક્ષ સાહેબ અને અન્ય બંધુઓ ? ? ?**

**પ્રમુખ સાહેબ.**

પ્રાચીન કાળથી સુધારાની ટોચપર પહોંચેલા આપણે ભારતવર્ષ પર કાળચક્રની અસર થવાથી કે ઇશ્વરેચ્છાથી તેનું અધઃપતન થએલું. જેને પરિણામે ભારતવાસી ધણા બંધુઓ પોતાનો ધણો કાળ સુસ્તપણે ગાળી અજ્ઞાતાવસ્થા ભોગવતા હતા, અને હજુ ધણા ભોગવે છે. કિન્તું ઉદય પછી અસ્ત અને અસ્ત પછી ઉદય એ ક્રમાનુસાર આપણા ભારત વર્ષનું ભવિષ્ય સુધરવાનું હોય, અરે ! આપણું ગુમાવેલું જ્ઞાન પાછું મેળવી આપવાને ઇશ્વરી પ્રેરણા થતી હોય તેમ જ્યારથી આપણે દયાળુ અંગ્રેજ સરકારની સત્તા નીચે આવ્યા છીએ, ત્યારથી સરકારની કૃપાના પરીણામે આપણી ફેરફાર થતી સ્થિતિનાં ચિન્હ પ્રદિત થવા લાગ્યા છે, અને વિદ્યાહુન્નર રૂપી ગણાએલું ધન મેળવી આપવા બ્રિટીશ સરકાર તનમન અને ધનથી પ્રયત્ન કરી રહી છે કેટલોક કાળ આમ માર્ગદર્શક રૂપે વ્યતિત થયા પછી આપણા હિંદી બંધુઓ પણ પોતાની ફરજ સમજવાથી ગતજ્ઞાન મેળવવા તરફ પ્રવૃત્તિ કરવા લાગ્યા છે. અને ચાલુ સમયમાં સર્વ જ્ઞાતિમાં, સર્વ સ્થળે બલ્કે આખા ભારતવર્ષમાં તે અર્થે ધણાં મંડળો, સમાજો મચી રહેલાં પ્રદર્શિત થાય છે. અરે ! નીચ વર્ણ જેને આપણે હલકામાં હલકી કોમ માનીએ છીએ તે પણ પોતાના આ કર્તવ્યમાં લીન થએલી આપણને કર્ણ ગોચર થાય છે ! જે સર્વ બંધુઓને વિદિત હશેજ. તો આપણે બ્રાહ્મણ જેવી ઉચ્ચ જ્ઞાતિ તેમાં વળી ગૃહસ્થ શ્રી ગૌડ બંધુઓ કે જેઓ વિદ્વતાને માટે પરાપૂર્વથી ખ્યાતિ પામેલા, તે ફક્ત પ્રાચીન કાળના ખ્યાતિ રૂપી વૃક્ષનાં ફળ ખાઇનેજ બેશી રહી આપણું ભવિષ્ય સુધારવા તરફ કંઈ પ્રવૃત્તિ ન કરીએ, તો તે આપણા કમ ભાગ્યની નિશાની માનવી કે બીજું શું ? પરંતુ બંધુઓ ! ઇશ્વર કૃપા તો સર્વપર સમાનજ હોય છે. જેથી તે સૃષ્ટિની પ્રેરણાથી આપણા પ્રમુખ સાહેબ નર્મદાશંકરભાઈ ઇત્યાદિ સર્વ સંસ્કૃત બંધુઓ સામ્પ્રતના વિદ્યાધનનો લાભ મેળવી તે રસને દોરવા પ્રવૃત્ત થઇ રહ્યા છે.

આ સ્થળે શ્રીયુત્ નર્મદાશંકરભાઇને માટે બે શબ્દ કહીશ તો આ સ્થાને ગણાશે નહિ કે તેઓશ્રીના પિતા કે જેઓ પોતાના નિવાસસ્થાન ગોધરામાં વૈદ્ય તરીકેના પરોપકારી ધંધાને પૂર્ણ દીપાવી અદ્યાપિ કોટી લોકોપકાર કર્યા જાય છે, જેના સુસંસ્કાર શ્રીયુત નર્મદાશંકરભાઇને પણ બાળપણથીજ થયા હશે, જેથી તેઓશ્રી પણ તે વિષય સ્વીકારી ઉચ્ચ-સ્થાને જવા આદરેલા પ્રયત્નમાં સફળ થઇ ઝાલોદ, હાલોલ, છોટાઉદેપુર વાડાશિનોર ઇત્યાદિ સ્થળે ડૉકટર તરીકે ઘણી ઉત્તમ કારકિર્દી મેળવી. અતિ લોકપ્રિય થયા છે, અને હાલ છોટાઉદેપુરના શ્રીમાન મહારાજાશ્રીના પર્શનલ ડૉકટરનું પદ શોભાવે છે, એ આપણ સર્વને માન આપવા જેવું છે.

આ સ્થળે મારે બાયડ નિવાસી આપણા જ્ઞાતિબંધુઓના ઐકય તથા મંડળ પ્રત્યેના ઉમંગ માટે તેમને ધન્યવાદ આપવો જોઇએ, કે વનોડા મુકામે નાણાં ઉઘરાવાની શરૂઆત થતાંજ બાયડનિવાસી સર્વ બંધુઓનું લગ્ન વાતઆદિ ઉત્સવની રકમ સાથેનું લવાજમ તેજ સ્થળે રા. રા. રણછોડભાઇ નાથાભાઇ વ્યાસ જમા કરાવ્યું! આશા છે કે સર્વ જ્ઞાતિબંધુઓ તેઓના ઐકય અને ઉત્સાહનો લાભ લેશે.

આ પ્રમાણે શરૂઆત થવાથી તે વર્ષે રૂ. ૧૭૧-૮-૦ જેટલું નાનકડું ભંડોળ થયું. પણ સભાની ઇચ્છા વળી કોઇ જુદીજ હશે, જેથી તે ભંડોળ બે વર્ષ સુધી તેટલાજ ભંડોળરૂપે કાયમ રહ્યું, અને કેટલાક ઉત્સાહિ બંધુઓના વિચાર પણ વમળમાં પડવા લાગ્યા. આનું ફળ એ પણ થયું કે મંડળનું બીજ ન રાખનાર બંધુઓ જે પોતાની પ્રવૃત્તિમાંથી મુક્ત થઇ આ કાર્ય તરફ લક્ષ ખેંચવાને દીર્ઘસુત્રી થએલા તે સર્વને આ કાર્યની ફીકર ઉત્પન્ન થતી ગઇ, અને તેના ઉત્કર્ષાર્થે ગોધરા મુકામે શ્રીયુત્ હરગોવિન્દ અમથારામ જોષીની ક્રિયા પ્રસંગના જ્ઞાતિમીલનનો ઘણા સુશિક્ષીત બંધુઓએ લાભ લઇ, કુવા મુકામે થએલી શરૂઆતથી ગત થએલાં ચાર વર્ષની જ્ઞાતિબંધુઓના વિચારોની વસ્તુ સ્થિતિને અનુસરી નીચેના મેમ્બરોને પાળવાના નિયમો તૈયાર કરી તે સર્વ જ્ઞાતિબંધુઓ આગળ સંમત થઇ મેમ્બર થવા રજુ કર્યા. અને તેજ વખતે નીચેના પચીસેક બંધુઓએ મેમ્બર થઇ મંડળરૂપી કલ્પમાતા વૃક્ષને પોષણ અર્પવા માંડયું-

## મેમ્બર તરીકે પાળવાના નિયમો.

૧. મંડળ તરફથી જન્મ મરણની નોંધ રાખવામાં આવશે, તેમાં પોતાને ત્યાંનું જન્મમરણ એક માસની અંદર ચોક્કસ દિવસ સાથે નોંધાવવું.

૨. પોતાની અને પોતાના કુટુંબની જન્મતિથિ અથવા તારીખ મંડળના પત્રકમાં નોંધાવવી.

૩, ૭ વર્ષની ઉમ્મર થએ પોતાનાં પુત્ર પુત્રીને સ્કુલની કેળવણી શરૂ કરાવવી. અને સ્કુલમાં દાખલ કર્યા બાબત દાખલ તારીખ સાથેનું તે સ્કુલના હેડમાસ્તરનું સર્ટીફીકેટ સેક્રેટરી તરફ મોકલી આપવું.

૪. ઉપરની કલમને નહિ અનુસરનાર બંધુ તરફથી મુદત પુરી થયા પછીના દરમાસે રૂા. ૦—૪—૦ ચાર આના ફંડમાં વસુલ કરવામાં આવશે. છતાં જે સ્થળે સ્કુલની સગવડ નહિ હોય તે સ્થળે વડીલોએ પોતે તેવી કેળવણી શરૂ કરાવ્યા બદલની ખબર આપ્યાથી તેમને છૂટ આપવામાં આવશે.

૫ દરેક બંધુઓએ પોતાનાં છોકરાં સારાં જ્ઞાનના પુસ્તક વાંચી શકે તેટલું શિક્ષણ આપવું.

૬. દરેક મેમ્બરે સંધ્યાદિ નિત્યકર્મ કરવુંજ પડશે.

૭. ઉપવીત થયા પછી દશ વર્ષની ઉમ્મર થતા સુધીમાં પોતાના પુત્રને સંધ્યાદિ નિત્યકર્મ શીખવી તે પ્રમાણે વર્તન કરે તેવી ફરજ પાડવી.

૮. પંદર વર્ષની ઉમ્મર થતા સુધીમાં પોતાની પુત્રીને ટુંક આન્હિક શીખવવું.

૯. દરવર્ષે આ મંડળનું સમેલન કરવામાં આવશે. જેમાં દરેક બંધુએ પોતાના ખર્ચે પધારવું પડશે.

૧૦. ચાળીસ વર્ષની ઉમ્મર થયાં પછી પોતાના કુટુંબમાં કોઇનું મરણ થાય તો તેમની પાછળ રડવા કુટવાનો લૌકિક રિવાજ કરવો નહિ. ટીપ (આ કલમમાં સમેલન વખતે ફેરફાર કર્યો છે.)

૧૧. શ્રીમંત સંસ્કાર વખતે યથાવિધિ સંસ્કાર કરી શાસ્ત્રીય રીતે કરવામાં આવતું બ્રાહ્મણ ભોજન કરાવવું અને નાત કરવી નહિ. તથા

આ પ્રસંગના ઉત્સવ નીમીતે ફંડમાં રૂા. સવાપા અગર તેથી વધુ ઇચ્છિત રકમ આપવી.

૧૨, પોતાને ત્યાંના યતોપવીતના ઉત્સવ નિમીતે ફંડમાં સવારૂપીયો આપવો.

૧૩. પુત્રનાં લગ્નના ઉત્સવ નિમીતે ફંડમાં રૂા. સવા બે આપવા.

૧૪. પુત્રીનાં લગ્નના ઉત્સવ નિમીતે રૂા. સવા આપવો.

૧૫. પોતાના કુટુંબના કોઈ માણુસના મરણની ક્રિયા સમયે ફંડમાં રૂા. સવા આપવો.

૧૬. જે બંધુ મેળાવડો તેડે તેમણે ફંડમાં રૂા. સવાપાંચ આપવા.

૧૭. સમગ્ર જ્ઞાતિફંડના પૈસાનો લ્હાવો અગર ન્યાતવરામાં ઉપયોગ થતો હોય તો તે પ્રમાણે ન થવા દેતાં, તે રકમ ફંડમાં લેવા પ્રયત્ન કરવો.

૧૮. કોઇ મેમ્બર બંધુ ફંડમાં અમુક મોટી રકમ અનામત તરીકે આપવા ઇચ્છા કરે, તો તે રકમની માલીકી જમા કરાવનારની રહી, તેનુ અર્ધું વ્યાજ અનામત રકમમાં ઉમેરાશે, અને અર્ધું વ્યાજ ફંડમાં જમા લેવાશે.

૧૯. દરેક બંધુએ રૂા. બે ઓછામાં ઓછા વાર્ષિક લવાજમ તરીકે ભરવાજ પડશે, અને તે દરવર્ષેજ જમા કરાવવા પડશે.

૨૦. ઉપરના સર્વ નિયમ પ્રતિજ્ઞા સાથે પાળવા બંધાઇએ છીએ.

| વાર્ષિક લવાજમ, | સહી. | વતન. |
|---|---|---|
| રૂા. ૧૮) | નર્મદાશંકર છગનલાલ જોષી. | ગોધરા. |
| ,, ૫) | ડાહ્યાશંકર ઘેલાભાઈ જોષી. | ગોધરા. |
| ,, ૫) | ડાહ્યાભાઈ હરગોવિન્દ જોષી. | વનોડા. |
| ,, ૫) | જ્યેષ્ઠારામ જયશંકર જોષી. | ડાકોર. |
| ,, ૩) | ચુનીલાલ પીતામ્બર જોષી. | વાડી. |
| ,, ૨૨) | અમૃતલાલ રાઈજીભાઇ જોષી. | |
| ,, ૧) | કેશવલાલ લક્ષ્મીરામ પંડયા. | |
| ,, ૫) | ગણપતરામ ઘેલાભાઇ જોષી. | |
| ,, ૨) | ભોગીલાલ અનોપરામ પુરોહિત. | |

,, ૨) બાળકૃષ્ણ જાગેશ્વર પુરોહિત.
,, ૫) છોટાલાલ ભુલાભાઈ પાઠક.
,, ૨) રણછોડભાઇ મયારામ જોષી.
,, ૨) નારણભાઈ કાળીદાસ ભટ્ટ.
રૂા ૨) લક્ષ્મીરામ જાગેશ્વર જોષી. વનોડા.
,, ૫) હરિલાલ દયારામ પુરોહિત. સાંડાસાલ.
,, ૨) જગન્નાથ ગોપાળજી જોષી. ગોધરા.
,, ૨) મગનલાલ ભોગીલાલ પંડયા. ડેસર.
,, ૨) કોદરલાલ પીતામ્બર જોષી. વનોડા.
,, ૨) મગનલાલ દલપતરામ ઉપાધ્યાય. વનોડા.
,, ૨) ગીરધર મોતીરામ પંડયા. ડેસર.
,, ૨) મોહનલાલ માણેકલાલ જોષી. ગોધરા.
,, ૩) ભુરાલાલ રણછોડ જોષી. વાડી.
,, ૫) દયાશંકર ગીરધર પંડયા. ડાકોર.
,, ૨) નાથજી નંદરામ પંડયા. પોયડા.

મેમ્બર નહિ છતાં વાર્ષિક મદદ આપનારઃ—

રૂા. ૧ ) મણીલાલ કોદરલાલ વ્યાસ. બાયડ.
,, ૧ ) ચુનીલાલ મંછારામ ભટ્ટ. વનોડા.
,, ૧ ) લલ્લુભાઇ બાપુજી ઉપાધ્યાય. ,,
,, ૧ ) મંછારામ બાપુજી જોષી. ,,
,, ૧ ) અંબાલાલ બાપુજી દવે. જંત્રાલ.
,, ૧ ) લલ્લુભાઈ જીવરામ દવે. કાળસર.

બંધુઓ ! જે વૃક્ષનાં બીજ ઘણાં નાના છે, અને જેની વૃદ્ધિ થતાં લાંબી મુદત લાગે છે તેજ વૃક્ષ ઘણી લાંબી મુદત ટકી રહે છે. તે તો આપણે જાણીએ છીએ. ( દૃષ્ટિ કરો પેલા વટ વૃક્ષ તરફ. ) તેજ પ્રમાણે આપણું આ વૃક્ષ ધીમેથી વૃદ્ધિ પામે તો ભલે પણ ઈશ્વર લાંબી મુદત ટકાવી રાખશે તેથીજ આનંદ પામીશું !

જ્ઞાતિનાં બાળકોની વિદ્યા વૃદ્ધિ તરફ લક્ષ આપવું, તથા તે કાર્યમાં

મદદરૂપથાય તેવા જ્ઞાતિના રિવાજોમાં યોગ્ય સુધારો કરવો. એ મુખ્ય હેતુથી બંધાએલા આ નાનકડા મંડળે ત્યાર બાદ જે ઉપજ ખર્ચ કરેલું છે, તે આપ સમક્ષ રજુ કરૂંછું ( જે આગળ આપવામાં આવ્યું છે. ) આ ભંડોળ હાલ ગોધરાના સુપ્રસિદ્ધ શેઠ મંગળદાસ બુરાભાઈ બોધવાજ-વાળાની પેઢીમાં જમા મુકવામાં આવેલું છે. તેમ હવે પછીનું ભંડોળ પણ હાલ તેજ પેઢીમાં પ્રેસીડેન્ટના નામથી મુકવામાં આવશે.

થોડા વખતપર શ્રીયુત્ જીણાભાઈ હરગોવિન્દ જોષીએ પોતાના પિતાના સ્વર્ગવાસ થવાથી તેમના સ્મરણ નિમિત્તે રૂ. ૨૫ ] ફંડમાં આપવાનું જણાવી ઉત્સાહ દર્શાવ્યો છે, જે માટે મંડળ તેમનો આભાર માને છે. તેમ આજે આપણા મેમ્બર બંધુઓએ પાળવાના નિયમની કલમ ૧૮ ને અનુસરી શ્રીયુત્ જ્યેષ્ઠારામ જયશંકરભાઈ જોષીએ પોતાનાં માતુશ્રીને નામે રૂ. ૧૦૧ ) ફંડમાં અનામત આપી મંડળને ઉપકૃત કર્યું છે. આશા છે કે અન્ય બંધુઓ પણ તેઓનો આદર્શ લઈ યોગ્યતા પ્રમાણે અનામત રકમ આપી ફંડને મોટા પાયાપર મુકાએલું જોવા ઉત્સાહિ થશે.

બંધુઓ ! આપણાં બાળકોને સુસંસ્કારી બનાવવાના સંબંધમાં કાલે શ્રીયુત્ ડાહ્યાશંકર ઘેલાભાઈ જોષી તથા શ્રીયુત્ જીણાભાઈ જોષીએ વિવેચન કર્યું છે. તેમજ આજે મહાત્મન્ શ્રી છગનલાલ શર્માએ તે સંબંધે તેમ અન્ય વ્યાવહારિક વિચારોપર ચર્ચા કરી છે. જેથી ટુંકમાં બે શબ્દ કહીશ કે:—બાળકોના સંસ્કારનો આધાર પોતાનાં માતા પિતા પર છે. અને ખાસ કરીને તે બાળક બાલ્યવસ્થા કે જેમાં તેની જીજ્ઞાસા શક્તિ અને સ્મરણશક્તિ અતિ તીવ્ર હોય છે, તે સમયમાં ઘણો વખત માતાના સહવાસમાં રહે છે. માટે માતાના સંસ્કાર પ્રમાણેજ બાળક સંસ્કારી બને છે. માતા સુશિક્ષીત અને સુસંસ્કારી હોય તો દરેક રીતે બાળકોપર પોતાના સદ્ગુણોની છાપ બેસાડી શકે, વિદ્વાનો પણ "સ્ત્રીયોન્નતિ પરજ આત્મોન્નતિ અને દેશોન્નતિનો આધાર છે." એમ કહી ગયા છે. માટે આપણે કંઈપણ આત્મોન્નતિ ઇચ્છીએ તો પ્રથમ સ્ત્રીયોન્નતિ અર્થે સ્ત્રી કેળવણી તરફ લક્ષ ખેંચવાની જરૂર છે. કેટલાક બંધુઓની એવી સંકુચિત માન્યતા હોય છે કે જેમને નોકરી કરવાની છે, તેમનેજ ભણવાની જરૂર છે. પણ તે બંધુઓએ વિચારવું જોઈએ કે કેળવણી લેવી તેનો અર્થ પરીણામે નોકરી લેવી તેવો નથી.

પરંતુ "દરેક સ્ત્રી યા પુરૂષે પોતાના ભવિષ્યની જીંદગી સારી રીતે નીભાવવાને અને પોતાની ફરજ સંપૂર્ણ અદા કરવાને પોતાનાજ પગે ઉભા રહેવા તૈયાર થવું તેવો છે. માતા કેળવાએલી હોય તો રમતાં જમતાં હરતાં ફરતાં ઈત્યાદિ કોઈપણ સમયે અને શબ્દે શબ્દે બાળકોની જીજ્ઞાસાનું શીતસર સમાધાન કરી તેમ અવકાશના સમયે યોગ્ય શિક્ષણ આપી તેમને સુખી જીંદગી નીભાવવાને શક્તિમાન બનાવી શકે, વળી સ્ત્રીયોને વાંચવા લાયક અનેક જ્ઞાનયુક્ત પુસ્તકો હોય છે. જેના લાભ કેળવાએલી સ્ત્રીઓ લઈ શકે અને બાળકોને પણ આપી શકે. માટે આપણા નિયમોમાં ટુંક આહ્નિક જેટલું ધર્મશિક્ષણ તથા વ્યવહારોપયોગી બીજું શિક્ષણ બાળાઓને આપવાની યોજના ઘડી છે, જે અતિ પ્રશંષનીય છે. તે તરફ સર્વ બંધુઓનું લક્ષ ખેંચ્યું છું,

વળી પુત્રને ઉપવીત આપતી વખતે સોડષ સંસ્કાર કરાવવામાં આવે છે. જે સંસ્કાર

**गर्भाधानमृतौ पुंसः सवनं स्पन्दनात्पुरा ।**
**षष्ठेऽष्टमे वा सीमन्तो मास्येते जातकर्म च ॥**
**अहन्येकादशे नाम चतुर्थे मासि निष्क्रमः ।**
**षष्ठेऽन्नप्राशनं मासि चूडा कार्या यथाकुलम् ॥ या० स्मृति ॥**

આ પ્રમાણે ક્રમે ક્રમે યથા સમયે કરવાના હોય છે. માટે બને તેટલા યથા સમયે તે સંસ્કાર કરાવવામાં આવે તો **एवमेनःशमं याति बीजगर्भसमुभ्द्‌वम् ॥** આ પ્રમાણે તેની કેવી છાપ પડે ! અને ભવિષ્ય તે બાળક કેવાં સુસંસ્કાર બને તે સર્વ બંધુઓએ વિચારવું જોઈએ. વળી "**गर्भाष्टमेऽष्टमे वाब्दे ब्राह्मणस्योपनायनम् ॥**" આ પ્રમાણે બનતો નિયમ સાચવી ઉપવીત આપી બ્રહ્મચારી બનાવી ગુરૂને ત્યાં વિદ્યા પ્રાપ્તિ અર્થે મોકલવાનો રિવાજ કે જેમાં **प्रतिवेदं ब्रह्मचर्यं द्वादशाब्दानि पञ्च वा ॥** આ પ્રમાણે જોતાં તેમ મનુભગવાને છત્રીસ કે અઢાર વર્ષ બ્રહ્મચર્ય પાળવાનું કહ્યું છે તે જોતાં ઓછામાં ઓછાં દશબાર વર્ષ વ્યતિત થાય, અને તે દરમ્યાન અતિ સંકટો વેઠી બ્રહ્મચર્યના નિયમો પાળી સંપૂર્ણ વેદા-

ધ્યન કરે તોજ ગૃહસ્થ થવાને તૈયાર થાય. તે દસબાર વર્ષનો વખત આપણે અત્યારે ફક્ત દસબાર મિનિટમાંજ પુરો કરી, તરત તેને ગૃહસ્થ બનાવવા તરફ લક્ષ દોરીએ છીએ. આ ફક્ત આપણા કુહાડીનો પ્રહાર આપણા પગ પરજ કરવા જેવું થાય છે. માટે બંધુઓ જો આપણે ખરી રીતે બ્રાહ્મણ ધર્મ સાચવી રાખવા ઇચ્છતા હોઇએ તો યથા સમયે અને યથાક્રમે બાળકોને સંસ્કાર આપવા પ્રયત્ન કરવો. જેથી બાળકોના કુમળા હૃદયમાં પણ ધાર્મિક તત્વો ઘર કરશે, અને ધર્માભિમાની બનશે. વળી આથી બ્રહ્મચર્ય જળવાઇ રહેશે, જેથી તેની જીંદગીમાં પણ વધારો થશે. અને સર્વને આદર્શરૂપ થઇ પડશે. કોઇ પ્રશ્ન ઉઠાવશે કે વર્તમાન સમયમાં તેવા ગુરૂઓ પણ કયાં છે જેમની પાસે બ્રહ્મચારી બનાવી મોકલી આપીએ ! તેમને કહીશ કે આ એક આપણને નિમીત કાઢવાનું સાધન છે એ ખરૂં, અને તેવું ગુરૂસ્થાન પણ આપણા વડીલોનુંજ હતું જે આપણેજ ગુમાવ્યું છે એટલે લાચાર પરંતુ તેના અભાવે પોતાની દેખરેખમાં રાખી જોઇએ તેટલું શિક્ષણ આપવાની યોજનાઓ વર્તમાન સમયમાં આપણને પ્રાપ્ત થઇ છે, તેનોજ લાભ બરાબર આપવામાં આવે તો તેનો બદલો મળે તેમ છે. બાળકને યોગ્ય માર્ગે દોરનાર માબાપ કે ગુરૂ ધ્યાનપર લેતો જેની આર્થિક સ્થિતિ તદ્દન નબળી છે, તેવા વિદ્યાર્થીને પણ ઇચ્છા હોય તેટલું શિક્ષણ મેળવવાની યોજનાઓ સમ્પ્રત સમયમાં ખુલ્લી છે. માટે આપણું દૃષ્ટિબિંદુ બાળકને સંસાર નૌકામાં બેસાડવા તરફ ન રાખતાં તે નૌકા હંકારવાને પૂર્ણ શક્તિમાન બની ફતેહમંદીથી સંસારયાત્રા પૂર્ણ કરી શકે તેવાં જ્ઞાની બનાવવા તરફ રાખવું જોઇએ. બાળપણથી સાંસારિક જાળમાં ફેંકવાથી ગમે તેટલી સારી શક્તિવાળા, અને જેને માટે ભવિષ્યમાં ઘણી મોટી આશાઓ બાંધવામાં આવે તેવા વિદ્યાર્થીઓ પણ વૃત્તિ ફેરવી પોતાનો માર્ગ ભૂલે છે ! ખરી રીતે કહીએ તો તેમાં તેમનો દોષ નથી ( કેમકે કુદરતને કોઇ પહોંચે તેવું નથી ! ) પરંતુ સંસાર તરફ લક્ષ દોરનારી સવડો મેળવી આપી, પોતાની જાતેજ પોતાનાં બાળકોને ફસાવનાર માતાપિતાનો દોષ છે ! યોગ્ય વયે લગ્ન ગ્રંથીમાં જોડાએલા દ્વંદ્વથી ઉત્પન્ન થએલી પ્રજા પણ સારા મગજવાળી હોઇ લાંબુ આયુષ્ય ભોગવી પોતાની જીંદગી સારી રીતે નિભાવી શકે તેવી બને છે. **शतं जीवेम शरदः** ઇત્યાદિ પરથી માલમ પડે છે કે, આપણા

વડીલોનું સામાન્ય આયુષ્ય સો વર્ષનું હતું, તેમ તેઓ કદાવર અને રત્નશીલ હતા. હાલ આપણી શારિરસંપત્તિ તેમનાથી કેટલી નષ્ટ બની છે, અને આયુષ્ય ટુંકાં હોઈ અકાળે અમે અનેક મરણ નીપજતાં જોઇએ છીએ તેમ બાળપ્રજાવળી આપણા કરતાં કેટલી નબળી બનતી જાય છે. આનું મુખ્ય કારણ જોઈશું તો માલમ પડશે કે આપણા વડીલો યોગ્ય વયેજ એટલે પૂર્ણ યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી જે કન્યાદાન આપતા તેમ પુત્રને લગ્ન-ગ્રંથીમાં જોડતા હાલ આપણે તેથી જુદોજ ક્રમ ગ્રહણ કરી બેઠા છીએ.

ઘણીજ દીલગીરીની વાત છે કેઃ—“ઘરડા કરતા આવ્યા હોય તેજ કરવું, વડીલોના માર્ગથી આપણે સ્હેજ પણ જુદે માર્ગે ન જવું” આવું અડગ-પણે પકડી રહી જમાનાને અનુસરી જે રિવાજોમાં ફેરફાર કરવો શ્રેયસ્કર છે, તે રિવાજો પણ ન ફેરવવા માગતા એક નિશ્ચયી બંધુઓ પણ વડીલો-ના આ માર્ગને તજી ત્યારે શું આ પરથી એવું પણ માલમ પડતું નથી કે આપણે સમયોચિત કરવા જોઇતા ફેરફાર ન કરતાં અકર્તવ્ય ફેરફાર કરી બેઠા છીએ અને કરીએ છીએ ! !

બંધુઓ ! પ્રાણી માત્રમાં મનુષ્યકોટીને ઇશ્વરે ઉત્તમ શક્તિઓ આપી પૂર્ણ સ્વતંત્ર બનાવી છે જે વડે આપણે પ્રચંડ હિંસક તેમ અન્ય સર્વ પ્રાણીને સ્વતંત્રતાના દોરમાં ખેંચીએ છીએ. છતાં આપણે ફક્ત પાશવવૃત્તિ ધારણ કરી ગાડરવત પ્રવાહ ચલાવી પ્રાપ્ત શક્તિનો ઉપયોગ ન કરીએ; એ આપણા દુર્ભાગ્યની નિશાની કે બીજું શું ? જુનું તેટલું બધું ખોટું અને નવું તેટલું બધું સારૂં, અગર જુનું બધુ ખોટું છે, માટે આપણે નવું. શોધવું એવો મારો ઉદ્દેશ્ય નથી. પરંતુ આપણો ધર્મ છે કે સમયને અવ-લંબીને ચાલવું જોઈએ. વડીલો અમુક ઠરાવો બાંધી પોતે તે પ્રમાણે વર્તી આવી રીતે વ્યાવહાર ચલાવી શકાય એમ પોતાની પ્રજાને બતાવી ગયા છે, એમ કહી ગયા નથી. કે આ માર્ગો તેજ દૃઢ પકડી રહી, સમયાનુ-સાર ન વર્તશો ? સામ્પ્રત સાહિત્ય પરથી આપણે તપાસી જોઇશું તો માલમ પડશે કે આપણા પૂર્વજો પણ ક્રમેક્રમે સમયાનુસાર પોતાના આચાર વિચરોમાં ફેરફાર કરતા આવ્યા છે. છેક પ્રાચીન કાળના વડીલો વાલ્કલ ધારણ કરતા, ત્યાર પછીના જાનવરના ચામડાનાં વસ્ત્ર બનાવી પહેરતા, ત્યાર પછીના સુતેર બનાવી તેનાં હાથથી વણેલાં જાડાં કપડાં પહેરતા

અને હાલ આપણે તેથી જુદાંજ પહેરીએ છીએ, વડીલો કંદમુળ ખાતાં, હાલ આપણે જુદીજુદી વાનીનાં અનાજ વાપરીએ છીએ પ્રથમ જન સમૂહ એકાકાર હતો, ત્યાર પછી તેની ચાર જ્ઞાતિ બંધાઇ, અને હાલ તેના અનેક વિભાગો બન્યા છે. વડીલો નાગ, સૂર્ય, અગ્નિ ઇત્યાદિનું પૂજન કરતા, હાલ આપણે અનેક દેવ દેવીઓને માનીએ છીએ. તેજ પ્રમાણે દિવસે દિવસે ધર્મના સંપ્રદાયોમાં પણ ફેરફાર થએલો ને હજુ થતો જોઇએ છીએ. આમ ઉત્તરોત્તર જરૂર પ્રમાણે ફેરફાર થતા આવ્યા જ છે, જેનું વર્ણન કરવા બેસીએ તો પૂર્ણ ન થાય. વળી (ઇ. સ. ૧૫૬૦ માં અકબર પાદશાહના વખતમાં ચાર આને મણ ઘઉં, અઢી રૂપીએ મણ ઘી, ત્રણ ચાર રૂપીએ ગાય. ભેંસ કે બળદ મળતાં હતાં!!) આજ પ્રમાણે છેક થોડાક સયકા પરનો સમય વિચારીશું તો માલમ પડશે કે રૂપીયાનું દશશેર સુધી ઘી મળતું. ચાર પાંચ રૂપીએ કળશી અનાજ મળતું, ફકત એકજ ધોતી જોટાથી વર્ષ નિર્ગમન થતું, મરણ પણ કાળે અને થોડાંજ નીપજતાં આવાં અનેક કારણોથી લાંબી લાંબી જમણવારો કરવી, રડવું કુટવું ઇત્યાદિ બાબતો તેમની પરિસ્થિતિને અનુકુળ થઇ પડતી. હાલની મોંઘવારી, આપણાં ખર્ચ આકાળે અને અનેક નીપજતાં મરણ, ઉપરાઉપરી પડતા દુષ્કાળ, તેમ દૂરદૂરના દેશો સાથે બંધાએલો વ્યાપારીતમ રાજકીય સંબંધ ઇત્યાદિ બાબતો વિચારીએ તો ચોકકસ માલમ પડશે કે હાલના આપણને અઘવડ પડતા કેટલાક રિવાજોમાં સુધારો વધારો પડવાની જરૂર તો છે જ અને તે પ્રમાણે છેક પ્રાચીન કાળથી બનતું આવ્યું છે. આ પ્રમાણે હોવાથી સહજ ખ્યાલમાં આવશે કે વડીલોના માર્ગ ખોટા છે. માટે આપણે ફેરફાર કરવો જોઇએ, એમ કહેવાનો મારો આશ્રય નથી. પણ વડીલો જે પરિસ્થિતિમાં જીંદગી ગુજારી ગયા તે કરતાં આપણે જુદીજ પરિસ્થિતિમાં જીંદગી ગાળવાની છે, માટેજ દેશકાળને અનુસરી આપણા રિવાજોમાં યોગ્ય ફેરફાર કરવાની જરૂર છે. કોઇ પ્રશ્ન ઉઠાવશે કે આપણાં ખર્ચ વધ્યાં છે, તે પ્રમાણમાં આપણો ઉદ્યોગ કમાણી પણ વધ્યાં છે. તેઓશ્રીને એજ વિચારવા સોપું છું કે વડીલોના વખતમાં હાલના જેવાં ફરજીઆત બંધનો ન હોતાં, જેથી ટુંકી રોજીમાં પણ કરકસરના ફાયદા વિચારીને યોગ્ય [illegible] કરી કંઇ બચાવ કરી શકતા. આજે આપણે સર્વ

ભારત વર્ષ પૂર્વથી જે ગુણને લીધે પંકાએલું છે, તે ( કરકસર ) ગુણ વિસ્મરી છૂટા હાથે ખર્ચ કરીએ છીએ. કારણ ફક્ત આપણા રિવાજોનું બંધન છે. જેમની અર્થિક સ્થિતિ સારી હોય તેમણે જુદાંજુદાં ભોજનથી છૂટથી જમણ વારો કરવી. જેથી તે ધારા સગા સંબંધીઓનું મીલન થાય એ ઈષ્ટ છે. પરંતુ અમુક વખતે આટલીજ જમણવારો કરવી જોઇએ, એવાં બંધનથી ભાવે અભાવે પણ ખર્ચ કરવાની જરૂર પડે છે. આમ સર્વ વ્યાવહારિક કાર્યોમાં બંધનોને લીધે અડચણો આવે છે, માટે તે બંધનો ઓછાં થવાની જરૂર છે. અને તેમ થાય તોજ આપણે ઇષ્ટ માર્ગે વહન કરી શકીએ, થોડા વખતપર આપણે રડવા કુટવા તથા સીમંતનાં બંધનોમાં સમયોચિત કંઇક છૂટ મુકી છે, જેથી કદાચ ઘણી રીતે નિંદા સ્તુતિ થતી હશે, પરંતુ સજ્જનનો તો ધર્મજ છે કે ઉજળી બાજુ તપાસવી—ભલે દસ જણ નિંદા કરે પણ બે જણ સ્તુતિ કરતા હોય તેથીજ આપણે સંતોષ માનવો જોઇએ.

કાલે રા. દયાશંકરભાઇ તથા રા. બાપુલાલ ભાઇએ રડવા કુટવા વિષે પોતાનો હેતુ જણાવ્યો હતો. કે આવી છૂટથી આપણને હરકત આવશે, તેમ સમગ્ર જ્ઞાતિની સત્તામાંના ઠરાવમાં આપણે હાથ ઘાલવો નહિ. પરંતુ આપણે આ ઠરાવ સમગ્ર જ્ઞાતિમાટે કર્યો હોય તોજ તેમ કર્યું. કહેવાય કદાચ આ ઠરાવને સમગ્ર જ્ઞાતિની સત્તામાંનો ગણીએ તો બીજા બધા ઠરાવો પણ સમગ્ર જ્ઞાતિની સત્તામાંના કેમ ન ગણીએ તો બીજા બધા ઠરાવો પણ સમગ્ર જ્ઞાતિની સત્તામાંના કેમ ન ગણાય? તે પણ વિચારવા જેવું છે. અને તેમ હોય ત્યારે તો સમગ્ર જ્ઞાતિના મત સિવાય આપણે પોતાને પાળવા માટે એક પણ નિયમ કરી શકીએ નહિ. અને મંડળ જે પ્રવૃત્તિ કરે છે, તે પણ સમગ્ર જ્ઞાતિના મત સિવાય કરી શકાય જ નહિ. એટલે છેલ્લો મુદ્દોએ આવે કે ગાડરવત પ્રવાહ ચલાવ્યાં જ કરો. જેમ બીજા ઠરાવો મંડળમાં ભળવાના છે, તેવો આ ઠરાવ પણ મંડળમાં મળનારેજ પાળવાનો છે. તો આ એકજ ઠરાવ સમગ્ર જ્ઞાતિની સત્તામાંના કેવી રીતે હશે, તે સર્વ બંધુઓએ વિચારવા જેવું છે. એટલું તો ખરૂંજ કે કંઇપણ અનિષ્ટ કાર્ય જેમાં આપણા કુળની તેમ જ્ઞાતિની કીર્તિમાં. હાનિ પહોંચવાનો સંભવ હોય, તે તરફ મંડળની પ્રવૃત્તિ ન હોવી જોઇએ. પણ

તેવી પ્રવૃત્તિ ન કરવી એ જ્ઞાતિ માટે તો નહિ પણ પોતાને માટે પણ હાનિકારક છે, જેથી તે માર્ગે ન જવું એ દરેક સજ્જ નનો ધર્મજ છે. આ રિવાજમાં ફેરફાર કરવા જે ત્રીસચાળીસ બંધુઓ એકી સાથે તૈયાર થયા છે, અને કેટલાક બંધુઓ દુર રહીને પણ માન્ય ગણે છે, તે સર્વમાં કોઈક દુરાગ્રહી હોય પણ બધા તેવા હોય નહિ કે ખરા હેતુ સિવાય તેવા ઠરાવ કરવાનું ઇચ્છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કેઃ—

**श्लेषाश्रु बान्धवैर्मुक्तं प्रेतो भुङ्क्ते यतोऽवशः ।**
**अतो न रोदितव्यं हि क्रियाः कार्याः स्वशक्तितः ॥या. स्मृति ॥**

સગાં કુટુંબીઓના રડવાથી પ્રેત ( મરનાર ) શ્લેષ્મ, અશ્રુ ઇત્યાદિ ખાય તે, માટે ન રડતાં મરનાર પાછળ શ્રાદ્ધાદિ ક્રિયા યથાશક્તિ કરવી જોઇએ. આવી રીતે આપણા પૂર્વજોએ પણ આ રિવાજનો નિષેધ કરેલો છે. તો પછી તેમાં મંડળ કંઇક છૂટ મુકે તો શું ખોટું? બાપુલાલભાઇ કહે છે કે હું તદ્દન વિરૂદ્ધ છું તો તેઓશ્રીએ વિચારવું જોઇએ કે મંડળના બંધુઓએ આ બાબત કંઇ નિષેધ કર્યો હશે. તો થોડા વખત પછી સમગ્ર જ્ઞાતિબંધુઓને પણ તે બાબતનો નિષેધ કરવામાં ( પોતાના બીજા બંધુઓ તેમ કરતા હોવાથી ) અઘરૂં લાગશે નહિ. કુટુંબના માણસના મરણની લાગણીથી જેનું હૃદયજ રડે છે, તેને તો કોઈ અટકાવી શકવાનુંજ નથી! પણ ખોટી વ્યવહાર સાચવવાનાં આંસુ પાડવાના નિષેધમાં આપણે કંઇ પગલું ભરીએ તે કઇ જ્ઞાતિથી વિરૂદ્ધકાર્ય કર્યું કહેવાય નહિ.

આથી એમ પણ કહેવાનું નથી કે આ મત અત્યારે જે બંધુઓ મળતા થયા નથી. તે અણસમજુ છે કિંવા જાનીનેજ અવળા પડે છે, પરંતુ અમુક કાર્ય કરવાથી કેટલો લાભાલાભ છે તે તેના લક્ષપર પૂરતું ન આવ્યું હોય, તે સંમત ન થાય એ સ્વાભાવિક છે. શિક્ષણશાસ્ત્રનો નિયમ છે કે, "અવલોકન કરો, અનુસરો અને દોરો." પ્રથમ જે બાબત હાથપર લેવા માગતા હોઇએ, તેનું પૂર્ણ અવલોકન કરી લાભાલાભ શોધવા, અને દેશકાળની વસ્તુ સ્થિતિને અનુસરી ગ્રહણ કરવા યોગ્ય બાબત ગ્રહણ કરી પોતાની જાતેજ અમલમાં મુકી દૃષ્ટાંતરૂપ થવું, ને પછી અન્યને તે દોરવા પ્રયત્ન કરવો. આથી ભલે અમુક મુદત જ્ઞાતિના અન્ય વર્ગમાંથી કોઈ નિંદા પણ કરશે. પણ થોડા દિવસમાં તેના ફાયદા નજરે જોવાથી સર્વ

બંધુઓ સંમત થવાનાજ. અરે એવો પણ વખત આવે કે જે આગ્રહી ગુણથી પોતે મતવાદી થતા હોય તેજ આગ્રહી ગુણ મતાનુયાયી બની આપણ સર્વને તેથી પણ આગળ દોરવામાં મદદરૂપ થાય! અસ્તુ! છતાં આપણા કેટલાક બંધુઓની દલીલો છે. જેથી મારા ધારવા પ્રમાણે આ નિયમને ફેરવી જુદા રૂપમાં મુકાશું તો તે વધારે અને સર્વ માન્ય થઈ પડશે.

મંડળ તરફથી માસિક કાઢવા માટે રા. બાપુલાલભાઇએ પોતાના વિચાર જણાવ્યા હતા. જે સ્તુત્ય છે. અને તે વિચારોને હું સંમત છું. જો કે આકાર્યનો આધાર નાણાંની મોટી રકમ તેમ વધુ ગ્રાહકોપર છે. જેથી હાલની મોંઘવારીમાં આ કાર્ય એકાએક ઉઠાવી શકવું એ જરા કઠિન છે. પરંતુ સવડે નાનું મોટું માસિક કાઢવામાં આવે, તો આપણે અરસપરસ વિચારોના લાભ લઈ આપી શકીએ. તેમ તે દ્વારા આપણી ખામીઓ સુધારવાનો અને જુદા જુદા પક્ષના શ્રી.ગૌડ બંધુઓએ સંબંધમાં આવી તેઓના રિત રિવાજો જાણી સારાસાર જણાવવાનો માર્ગ ખુલ્લો થાય એ સ્વભાવિક છે. માટે આ તરફ કોઈપણ પ્રયત્ને પ્રવૃત્તિ થાય તો તે અત્યુત્તમ છે.

બંધુઓ! આપણું પ્રથમ સંમેલન વેળાસર કરવાનો ઉત્સાહ દર્શાવી મંડળના બંધુઓની સર્વ સગવડ સાચવવામાં શ્રીયુત્ જયેષ્ઠારામભાઇ તથા શ્રીયુત્ આશારામભાઇએ જે શ્રમ સેવ્યો છે. તે માટે તેઓને અતિ ધન્યવાદ ઘટે છે, અને આ સંમેલનનો યશ તેઓશ્રીનેજ પ્રાપ્ત થયો છે. આજ પ્રમાણે મંડળના સર્વ બંધુઓમાં તેમ અન્ય જ્ઞાતિ બંધુઓમાં પરમાત્મા ઉત્સાહ પ્રેરો! એવું યાચી અત્રે વિરમું છું. ॥ ઇત્યસ્તુ ॥

ત્યારપછી આ મંડળનું કાર્ય નિયમીત ચાલે તેટલા માટે નીચે પ્રમાણે કમીટીઓ તથા તેમની ફરજો સર્વાનુમતે પસાર કરવામાં આવી હતી:—

| બ્યવસ્થાપક મંડળ. | સમગ્ર જ્ઞાતિ કાર્યભારી મંડળ |
|---|---|
| પ્રેસિડેન્ટ | રા. રા. ડાહ્યાશંકર ઘેલાભાઈ જોષી. ચેરમેન. |
| રા. રા. નર્મદાશંકર છગનલાલ જોષી. | ,, જ્યેષ્ઠારામ જયશંકર જોષી. |
| વાઈસ પ્રેસિડેન્ટ. | ,, ડાહ્યાભાઈ હરગોવિન્દ જોષી. |
| રા. રા. ડાહ્યાશંકર હરગોવિન્દ જોષી. | ,, રણછોડભાઇ મયારામ જોષી. |
| સેક્રેટરી. | ,, જીણાભાઈ હરગોવિન્દ જોષી. |
| રા. રા. ચુનીલાલ પીતામ્બર જોષી. | ,, આશારામ દલપતરામ જોષી. |

સેક્રેટરીને સહાયક. ,, ભુરાલાલ નાથજીભાઈ વ્યાસ.
મી. મોહનલાલ માણેકલાલ જોષી. ,, લક્ષ્મીરામ જાગેશ્વર જોષી.
મી. મુળજીરામ મહાસુખરામ જોષી. ,, પુંજાલાલ જીવરામ દવે.
,, લલ્લુભાઈ દુર્લભરામ પુરોહિત.

૧. આ મંડળના ફંડનાં નાણાં માટે પ્રેસિડેન્ટ અને વાઇસ પ્રેસિડેન્ટ જોખમદાર છે. અને તે નાણાં જ્યાં મુકવામાં આવે ત્યાં "શ્રીગૌડ શુભેચ્છક મંડળના પ્રેસિડેન્ટ નર્મદાશંકર છગનલાલ જોષી" આ નામથી ખાતુ પડાવવામાં આવશે.

૨. સેક્રેટરી પાસે રૂા. ૨૦) ની સિલક રહેશે. અને તે ઉપરાન્ત વધુ રકમની જરૂર પડશે તો રૂા. ૩૦) સુધી ઉપાડવાની વૅાઇસ પ્રેસિડેન્ટ, અને તેથી વધુ ઉપાડવાની પ્રેસિડેન્ટ રજા આપી શકશે.

૩. ઉપજ ખર્ચનો સઘળો હિસાબ સેક્રેટરી રાખશે અને તેનો વાર્ષિક રિપોર્ટ દરેક વાર્ષિક સંમેલન વખતે આપશે. તેમજ જે મેમ્બર બંધુને હિસાબ જોવાની ઇચ્છા હશે તેમને તેઓ પાસેથી જોવા મલશે.

૪. સેક્રેટરી રૂા. ૩) થી વધુ રકમ ખર્ચ કરવા માટે વૅાઇસ પ્રેસિડન્ટની લેખી પરવાનગી ફાઇલમાં રાખશે. અને તે કોઇ મેમ્બર બંધુને જો ઇચ્છા હશે તો તેમની પાસેથી મળશે.

૫. રૂા. ૦-૮-૦ ઉપરાંતના ખર્ચની પહોંચ જાળવી રાખવામાં આવશે.

૬. આવક જાવક કાગળોની ફાઇલ તથા સ્ટેપનો હિસાબ સેક્રેટરી રાખશે. આવક આગળ કાયમ રાખવામાં આવશે. તેમ જાવકના જરૂરી કાગળની નકલ રાખવામાં આવશે.

૭. દરવર્ષે સંમેલનનો રિપોર્ટ છપાવી બહાર પાડવામાં આવશે.

૮. જ્ઞાતિ કાર્યભારના ચેરમેન દરેક જ્ઞાતિ મેળાવાડમાં થએલી સઘળી હિલચાલનો રિપોર્ટ સેક્રેટરીની મદદથી દરેક મેમ્બર બંધુને પહોંચાડશે.

૯. કાર્યભારી મંડળનો તેમ વ્યવસ્થાપક મંડળનો દરવર્ષે ફેરફાર કરવામાં આવશે. પણ તેમ કરતાં સર્વાનુમતે તેના તેજ બંધુઓ પણ બીજા વર્ષને માટે કાયમ રાખી શકાશે

બાદ મેમ્બર તરીકે પાળવાના નિયમોમાં સર્વાનુમતે સુધારાવધારા કરવામાં આવ્યા હતા. તથા મંડળમાં નવા મેમ્બરો દાખલ થયા હતા

જે નીચે પ્રમાણે:—

કલમ ૧૦ ને બદલે:—મરનારના પંદરમા સુધી રોવાકુટવાનો રિવાજ ચાલુ રાખવાની છૂટ છે. પણ જેમની મરજી રોવા કુટવાનો રિવાજ પોતાને ત્યાં બિલકુલ ચાલુ રાખવાની નથી તેમને નહિ રોવા કુટવાને કોઇ જાતની હરકત નથી.

કલમ ૨૧. (નવી):—મંડળના કોઈપણ ગૃહસ્થે દશા એકાદશાનું પ્રે-ાજ જમવું નહિ.

નવા મેમ્બરો.

રૂ. ૫) આશારામ દલપતરામ જોષી ડાકોર.
,, ૫) બાપુલાલ દલસુખભાઇ જોષી. કોડંબા.
,, ૨) લલ્લુભાઈ દુર્લભરામ પુરોહિત. બાયડ.
,, ૨) પુંજાલાલ જીવરામ દવે. કાળસર.
,, ૨) ભુરાલાલ નાથજી વ્યાસ. બાયડ.
,, ૪) સોમેશ્વર ગીરધર જોષી ડેસર.
,, ૨) દલસુખભાઈ પ્રભુરામ ઉપાધ્યા. કોડંબા.
,, ૨) મુળજીરામ મહાસુખરામ જોષી. ગોધરા.
,, ૨) કેશવલાલ પ્રજારામ પુરોહિત. ઉમરેઠ.
,, ૨) લલ્લુભાઇ બહેચરભાઈ જોષી. વનોડા.
,, ૨) દલપતરામ મુળજીભાઇ જોષી જીતપુરા.
,, ૨) કોદરલાલ પુરૂષોતમ ભટ્ટ. વનોડા.

ત્યાર બાદ સમગ્ર જ્ઞાતિએ પાળવાના ઠરાવોની છાપેલી બુક મિટીંગ સમક્ષ વંચાઇ, તેમાં યોગ્ય વિવેચનને અંતે સુધારા વધારા કરી, તે ઠરાવ જ્ઞાતિ મેળાવા પ્રસંગે સમગ્ર જ્ઞાતિ રૂબરૂ રજુ કરી સર્વ બંધુઓએ પાળવાનો ઠરાવ કરવા સારૂ જ્ઞાતિ સાથેનું સર્વ કાર્ય કરનાર ચેરમેનઃ શ્રીયુત ડાહ્યાશંકર ઘેલાભાઇ જોષીને સોંપવામાં આવ્યા હતા. જે નીચે પ્રમાણે:—
૧ કલમ માં

અ જ્ઞાતિના દરેક કુટુંબનાં ગોત્ર, પ્રવર, શાખાને અટકની નોંધ કરવી.
૨ કલમ ૨ માં.

જ્ઞાતિની પરવાનગી લઈ વિવાહ મુકવા લખ્યું છે, પરંતુ અકસ્માત કારણથી, વિવાહ મુકવો પડે તેમ હોય, અને કન્યા કાળ થઈ ગયો હોવાથી તત્કાળિક લગ્ન કરવું હોય તો તેનો ખુલાસો કોના આગળ કરવો ? અગર

કોની પરવાનગી મેળવવી ! કારણ અમુક અમુક મુદતે જ્ઞાતિ મેળાવા થાય એ નક્કી હોતું નથી. આ પ્રશ્નનો નિર્ણય કરાવી કલમ ૨, માં વધારવો.

૩ કલમ ૬ માં બીજે દિવસે લાડુ કરવો એટલુંજ છે ત્યાં ખાંડનો લાડુ કરવો તેમ સુધારાવવું. તેજ કલમમાં—આગળ. " નહિ છાજતા રિવાજો છે તે બંધ કરવામાં આવે છે. " આ વાકય સાથે "ફક્ત જ્ઞાતિ મેળાવાના'સં પ્રગેજ શ્રી મહાલક્ષ્મીની સ્થાપના કરી પૂજન કરવાની જેમની ઇચ્છા હોય તેમણે ધાતુ અગર ઘહુની કણેકનું મુખાર્વિંદ કરવાને બદલે બાજઠપર રેશમી સ્થાપનમાં શ્રીમંત પુરાવી તેનું વિધિ પુરસ્સર પૂજન કરવું, અને ઘી પીવું, તથા દીપ મુકવા સિવાયની ટોપ, વડાં ઇત્યાદિ કિલષ્ટ વસ્તુ મુકવી નહિ.

૪ કલમ. ૨૪ મુજબ જેને ત્યાં ૧૯૬૮થી આજ સુધી લગ્ન ઉપવીત આવ્યું હોય તેમણે રિવાજ પ્રમાણેની રકમ ફંડમાંજમા કરાવાવની ફરજવડે તેવી જ્ઞાતિને વિનતિ કરવી તેમ તે દિવસથી આજ સુધીનાં તે પગરણોની નોંધ કરાવી લેવી.

૫ નવી કલમ. ૨૫ મી તરીકે:—જ્ઞાતિ મેળાવા તથા જાતના પ્રસંગે સ્ત્રી પુરૂષોને એકજ પીરસણીયા પીરસે છે તેને બદલે સ્ત્રી પુરૂષોમાં જુદા પીરસણીયા રાખવા. પુરૂષમાંના પીરસણીયા એ સ્ત્રીઓમાંના પીરસ-ણીયાને જોઇતી સામગ્રી આપવી અને ખરચી રહ્યા પછી સ્ત્રીઓ-માંના પીરસણીઆઓએ સ્નાન કરી બીજાં વસ્ત્ર ( અણઓટીઉં ) બદલીનેજ જમવું.

બાદ મેમ્બર તરીકેના નિયમની કલમ, ૭, મુજબ રા. રા. ડાહ્યાભાઇ હરગોવિન્દ જોષીએ પોતના ચી૦ ઉમાશંકરને મોડાસા મુકી ત્રિકાળ સન્ધ્યા તૈયાર કરાવી છે, અને દરરોજ ત્રિકાળ સન્ધ્યા કરે છે. તેવું ત્યાંના શાસ્ત્રી-જીનું સર્ટિફીકેટ આવ્યાથી તેને ઉત્તેજન ખાતર તેમજ બીજા બાળકો ચી૦ ઉમાશંકરનો દાખલો લઇ ઇનામ મેળવવાના ઉમંગથી ત્રિકાળ સન્ધ્યા શીખી

તૈયાર થાય, માટે મંડળ તરફની પ્રમુખને હસ્તે સન્ધ્યાનાં સર્વ સાહિત્ય ઈનામ તરીકે આપવામાં આવ્યાં હતા.

બાદ બન્ને દિવસનાં ભાષણોદ્વારા જાણવામાં આવેલા વિચારોમાંથી હાલ તરતને માટે જરૂરી બાબત પર સર્વાનુમતે કેટલાક ઠરાવ પસાર કરવામાં આવ્યા હતા જે પ્રમુખે પોતાના અંતના ભાષણ દ્વારા રજુ કર્યા હતા. તેમ બીજી જરૂરી બાબતો પર નોંધ લેવાઈ હતી.

## પ્રમુખનું અંતનું ભાષણ.

**સુજ્ઞ મહાશયો !**

ગઇ કાલે તેમજ આજરોજ ઘણા બંધુઓ તરફથી થએલાં વિવેચનો પરથી સર્વ બંધુઓનો અપૂર્વ ઉત્સાહ જોઈ ખરેખર અત્યંત આનંદ થાય છે. એકજ રસ્તે જવાનું હોય છતાં. માર્ગ જેમ ભિન્ન ભિન્ન હોય છે, તેમ સઘળા બંદુઓનાં વિવેચનોનું નિરીક્ષણ કરતાં દરેક બંધુનું લક્ષ્યબિંદુ આપણા કાર્યની શરૂઆત હોવાથી જમાનાને અનુસરતા સુધારા કરી કેળવણીની વૃદ્ધિ તરફનું છે. જેથી આ સમ્મેલનની બેઠક પુરી થતા પહેલાં મંડળ નીચેના ઠરાવ પસાર કરે છે.

ગઈ કાલે આપણા કાર્યની શરૂઆત પહેલાં પ્રેસિડેન્ટ તરફથી કરવામાં આવેલી બ્રિટીશ તેમ અન્ય મિત્ર રાજ્યોના જય માટેની તથા ના૦ શહેનશાહ જ્યોર્જના દીર્ઘાયુષ માટેની પ્રાર્થના, તેમ ઘણી દીલસોજી ભરી વફાદારીની બતાવેલી લાગણી ન્યુસપેપરો દ્વારા જાહેર કરવી.

બાળલગ્નના નિષેધ સંબંધે હજુ કંઇ ચોક્કસ નિયમ ઘડાયા નથી, છતાં તેનાથી થતાં અપાર નુકસાનને લીધે તેનો પ્રતિબંધ કરવો એ આપણા સર્વ બંધુઓની ફરજ છે. માટે તે સંબંધે હવે પછી યોગ્ય નિયમો ઘડવા તેના સંબંધની સર્વ દરખાસ્તો સાથે તેની નોંધ લેવી—

મેમ્બરોએ પાળવાના નિયમો પૈકીની કેટલીક કલમો સંબંધે શ્રીયુત્ દયાશંકર ભાઇએ વિવેચન કરી તેનો જવાબ મળવા વિનતિ કરેલી તેના જવાબમાં:—પોતાના ભાષણમા " બીજી રૂલોમાં પુત્રીને ફરજયાત વધારે કેળવણીની જરૂર નથી " આમ કહ્યું છે. આ સબંધી મહારે કહેવું જોઇએ કે પુત્રીને વધુ કેળવણી માટે અત્યાર સુધી કંઈ ફરજ નાખીજ નથી. ફક્ત ૭ વર્ષ પુરાં થઈ સ્કુલની કેળવણી શરૂ કરાવવી. તેમ પંદર વર્ષે ટુંક આન્હિક શીખવવું. તેટલીજ ફરજ છે. તેઓએ જણાવ્યું છે કે ગૃહકાર્યમાં કુશળ થાય તેમ તેમના વિચારો ઉમદા થાય તો બસ છે. તો તેમને આથી

ખાત્રી થશે કે તેવા ગુણો ધરાવવા માટે સાધારણ નીતિનાં તેમ ગીતાજી જેવાં ધાર્મિક પુસ્તકો વાંચી શકે તેટલું શિક્ષણ તો તેમને મળવુંજ જોઇએ.

કેટલાક બંધુઓ તરફથી સમસ્ત શ્રી ગૌડ જ્ઞાતિ હિતાર્થે માસિક કાઢવાની દરખાસ્તો મુકાએલી છે. ખરેખર તેવું માસિક પત્ર આપણા સર્વ બંધુઓના અરસપરસ વિચારો જાણવા માટે, તેમજ આપણી ઉત્પત્તિનો ઇતિહાસ મેળવવા અને આપણી ઐહિકને પારલૌકીક ઉન્નતિ માટેના સાધન રૂપ છે. પણ આપણી આર્થિક સ્થિતિ તેના ખર્ચને પહોંચી વળવા માટે કફોડી છે. તેમ હાલની અતિ મોંઘવારીને લીધે સારા પ્રમાણમાં ગ્રાહકો થાય તોજ આપણે તે પત્ર નિભાવી શકીએ માટે આગળ ઉપર તે સંબંધી વિચાર કરવા તેની નોંધ લેવી.

સંસ્થાના ફંડના જમા ખર્ચનો હિસાબ તથા હવે પછીની તેની વ્યવસ્થા માટે સર્વાનુમતે પસાર થએલી યોજના શ્રીયુત ચુનીલાલ પીતામ્બર જોષીએ પોતાના ભાષણમાં બતાવેલી છે જેથી તે સંબંધે વધુ વિવેચન કરવાની જરૂર નથી. પણ તેમાં દર્શાવેલી બન્ને કમીટીઓના બંધુઓએ પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી સંસ્થાનું કાર્ય કરવાનો બોજો ઉપાડી લીધો છે, તેને માટે આ મંડળ તેમનો આભાર માને છે. તેમજ અત્યાર સુધી શ્રીયુત ચુનીલાલભાઇએ તે સંબંધે અથાગ શ્રમ લઈ અમુલ્ય સહાય આપી છે, ને હજુ આપ્યાં જાય છે. તેને માટે તેમનો ખાસ આભાર માનવામાં આવે છે.

સંસ્થાના કોઇપણ મેમ્બરપર સંમેલન, મિટીંગ અથવા કોઇપણ સમયે લખનારના નામ વગરનો કોઇપણ જાતનો પત્ર આવશે, તેના પર સંસ્થા તરફથી કોઇપણ જાતનું લક્ષ આપવામાં આવશે નહિ. માટે જેની પાસે આવે તેમણે તેનો તરતજ નાશ કરવો.

આ સંસ્થામાં આજે નવા મેમ્બર તરીકે જે બંધુઓ દાખલ થયા છે. તેમનો આ મંડળ ઉપકાર સાથે સ્વીકાર કરે છે.

જ્ઞાતિ સંબંધીના નિયમોની છપાએલી બુક બહાર પડયા પછીથી તેમાં કરવામાં આવેલા વધારા ઘટાડાના નિયમો તે બુકમાં અનુક્રમે દાખલ કરાવવા આ મિટીંગ ઠરાવ કરે છે,

ડેસર નિવાસી સ્વર્ગસ્થ મગનલાલ ભોગીલાલ પંડયાના પરલોકગમ-

નથી તેમના કુટુંબમાં ફેલાએલી દીલગીરીમાં આ મંડળ પોતાની ઉંડી લાગણીથી ભાગ લે છે. અને તે બાબતનો દીલાસા પત્ર મોકલવા ઠરાવ કરેછે.

સમ્મેલન તેમજ આ મંડળ સંબંધેની અત્યાર સુધીની તમામ હીલચાલનો રિપોર્ટ સવિસ્તૃત છપાવી બહાર પાડવા આ મંડળ ઠરાવ કરે છે.

મહાત્મન શ્રી છગનલાલભાઈએ પોતાના અમુલ્ય સમયનો ભોગ આપી અત્રે પધારી મંડળને જે જે લાભ આપ્યો છે, તે માટે તેમનો અત્યંત આભાર માનતાં વિનંતી કરવામાં આવે છે કે પ્રસંગવશાત આ પ્રમાણે પધારવાની કૃપા કરી પોતાનું ઉંચ જ્ઞાન કે જે આપણા કૈવલ્ય પદ મોક્ષનું સાધન છે, તે પ્રસાદિ રૂપે અર્પણ કરવા કૃપા કરશો.

સંસ્થાના મેમ્બરો તેમજ જ્ઞાતિના અન્ય બંધુઓએ સંમેલનમાં ભાગ લેવા જે ઉત્સાહ દર્શાવ્યો છે, તે માટે આ મંડળ તેમનો અંતઃકરણ પુર્વક આભાર માને છે, શ્રીયુત ચુનીલાલ પીતામ્બર જોષીએ પોતાના ભાષણમાં મ્હારા પ્રત્યેની અત્યંત લાગણી ધરાવી મ્હારી શારિરિક સંપત્તિ સંબંધે જે દીલસોજી બતાવી છે તેને માટે તેઓશ્રીનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

ઉપર પ્રમાણેના ઠરાવ આપ સમક્ષ રજુ કરી આશા રાખુંછું છે હવે પછીનું સંમેલન અનુકુળ સમયે અને સ્થળે કરવા માટે સર્વ બંધુઓ કાળજી પુર્વક ઉત્સાહી રહેશો. જેથી આપણા મંડળની અભિવૃદ્ધિ સત્વરે થાય. એટલું કહી વીરમું છું. ॥તથાસ્તુ.॥

ત્યારબાદ મિટીંગમાં પધારેલા શુકલ દેવો પાસે અભિવૃદ્ધિ તેમ મહાયુદ્ધમાં બ્રિટીશ સરકાર તેમ મિત્ર રાજ્યોના જય અર્થે સ્તુતિ તેમ આશિર્વાદ યુક્ત વેદોચ્ચાર કરાવી દક્ષિણાદિથી સંતુષ્ટ કરી, શ્રી રણછોડરાય મહારાજની છાયા નીચે આ સંમેલનની બેઠક નિર્વિઘ્ને પસાર થયાથી અત્યંત હર્ષ પુર્વક તેઓશ્રીના જયનાદ સાથે સભા વિસર્જન થઈ હતી.

સાંજના ઇશ્વર ભજન વખતે ફુલ–ગુલાબની એક ખાસ મિટીંગ રાખવામાં આવી હતી. જેમાં શહેરના કેટલાક સંભાવિત ગૃહસ્થોને પણ આમંત્રણ કરવામાં આવ્યું હતું. શરૂઆતમાં આનંદ પુર્વક હરિકિર્તન થયા બાદ સ્વાગત કમિટિના ચેરમેન શ્રીયુત જેષ્ટારામ ભાઈએ પ્રમુખ મંડળના બંધુઓ તરફ તથા અન્ય ગૃહસ્થોને હર્ષ પુર્વક સંતોષ્યા હતા. બાદ પાન,

ગુલાબ થયા પછી કેટલાંક વિવેચન તેમ હરિકિર્તનને અંતે મિટીંગ વિસર્જન થઈ હતી.

મંડળના ફંડનું ડીસેમ્બર ૧૯૧૬ આખર સુધીનું ઉપજ ખર્ચ નીચે પ્રમાણે છે:—

—ઉપજ—

૬૬૮–૦–૦ શ્રી વાર્ષિક આવક ખાતે જમા બાબતે ૧૯૭૦ ની સાલમાં

મેમ્બરોના નીચે પ્રમાણે આવ્યા તે.

| | |
|---|---|
| ૧૮ નર્મદાશંકર છગનલાલ જોશી. | ૧ ચુનીલાલ નાથાલાલ વ્યાસ |
| ૫ ડાહ્યાભાઈ હરગોવીન્દ જોશી. | ૧ ચુનીલાલ બાપુજી ,, |
| ૩ ચુનીલાલ પીતામ્બર જોશી | ૧ મણીલાલ કોદરલાલ ,, |
| ૨ નારણભાઇ કાળીદાસ ભટ્ટ | ૧ મગનલાલ પીતામ્બર ,, |
| ૩ ભુરાલાલ રણછોડ જોશી | ૧ રેવાશંકર ધનેશ્વર વ્યાસ |
| ૨ કોદરલાલ પીતામ્બર જોશી | ૧ છગનલાલ ઇશ્વરભાઇ પુરોહિત |
| ૧ દલસુખ મંછારામ ભટ્ટ | ૧ બળદેવ ઇશ્વરભાઇ ,, |
| ૧ સોમેશ્વર નારણજી જોશી | ૧ મુળજીભાઈ કીરપાશંકર ,, |
| ૫ રણછોડભાઈ મયારામ જોશી | ૧ શંભુરામ રણછોડ ,, |
| ૧૫ ગણપતરામ ઘેલાભાઈ જોશી | ૧ વજેરામ જયેષ્ટારામ ,, |
| ૨ લક્ષ્મીરામ જાગેશ્વર જોશી | ૧ લલ્લુભાઇ દયારામ ,, |
| ૧ રેવાશંકર હરજીવન જોશી | ૧ ગણપતરામ રૂઘનાથજી ,, |
| ૫ હરીલાલ દયારામ પુરોહિત | ૧ નારણજી દાજીભાઈ ,, |
| ૨ આશારામ દલપતરામ જોશી | ૨ મહાશંકર નાથજીભાઈ ઉપાધ્યા |
| ૧ મોહનલાલ માણેકલાલ જોશી | ૧ દયાશંકર રણછોડભાઇ ,, |
| ૫ ડાહ્યાશંકર ઘેલાભાઇ જોશી | ૧ લલ્લુભાઈ બહેચર જોશી |
| ૫ હરગોવિન્દ અમથારામ જોશી | ૧ નારણજી છગનલાલ ,, |
| ૧ ભુરાલાલ નાથજી વ્યાસ | ૧ ચુનીલાલ મંછારામ ભટ્ટ |
| ૧ છગનલાલ જાદવજી મહેતા. | ૧ વસંતરાય નરભેરામ ,, |
| ૧ દામોદર પીતામ્બર મહેતા. | ૧ લલ્લુભાઇ બાપુજી ઉપાધ્યાય |
| ૧ મણીલાલ પુરૂષોત્તમ પંડ્યા | ૧ ગવરીશંકર હરીવલ્લભ પંડ્યા. |

| | |
|---|---|
| ૧ ભુલાશંકર પીતામ્બર પંડયા | ૧ મંછારામ બાપુજી જોષી |
| ૨ હરીલાલ હીમ્મતરામ પુરોહિત | ૧ ગીરધર મોતીરામ પંડયા |
| ૨ સોમેશ્વર મોતીરામ પુરોહિત | ૧ ચુનીલાલ ઈશ્વરભાઈ ભટ્ટ |
| ૨ છગનલાલ જેભાઈ ,, | ૩ દલસુખરામ ભોગીલાલ જોષી |
| ૫ ભોગીલાલ અનુપરામ પુરોહિત | ૧ છગનલાલ હરીશંકર ઉપાધ્યાય |
| ૧ અંબારામ છગનલાલ પાઠક | ૧ દલસુખરામ પ્રભુરામ ,, |
| ૧ મગનલાલ પ્રજારામ પુરોહિત | ૧ દામોદર ભાઇશંકર દવે |
| ૧ ત્રિભુવન ધનેશ્વર ઉપાધ્યાય | ૧ હરગોવિન્દ રણછોડ ભટ્ટ. |
| ૬ દયાશંકર ગીરધર પંડયા | ૨ લલ્લુભાઈ રણછોડભાઇ ઉપાધ્યાય |
| ૫ જયેષ્ટારામ જયશંકર જોષી | ૧ નાથજીભાઇ મયારામ ઉપાધ્યાય |
| ૧ મનસુખ દયારામ પંડયા | ૧ છોટાલાલ ભુલાભાઈ પાઠક |
| ૧ શંકરલાલ દલપતરામ જોષી | ૧ મુળજીભાઈ ગીરધરભાઈ જોષી |
| ૩ અમ્રતલાલ રાઈજીભાઈ જોષી | ૧ સોમેશ્વર મંછારામ પંડયા |
| ૨ રણછોડભાઇ નાથજીભાઇ વ્યાસ | ૧ અંબાલાલ બાપુજી દવે |
| ૨ ભુરાલાલ નાથજીભાઇ વ્યાસ | ——— |
| ૨ લલ્લુભાઇ દુર્લભરામ પુરોહિત | ૧૬૮ |
| ૨ નાથજીભાઇ મુળજીભાઈ પુરોહિત | |
| ૨ રાજારામ સેવકરામ ,, | |
| ૨ ભોગીલાલ અંબારામ ,, | |
| ૧ અંબાલાલ ભોગીલાલ ,, | |
| ૧ હરીશંકર કીરપાશંકર ,, | |
| ૧ રણછોડભાઈ બહેચરભાઇ ,, | |

૩—૮—૦ શ્રી પરચુરણ આવક ખાતે જમા બાબતે નીચે પ્રમાણે :—

૦—૮—૦ ડાકોરના ત્રિભુવન ધનેશ્વર ઉપાધ્યાયના ચી૦ ને ઉપવીત આવ્યાના ઉત્સવના.

૧—૦—૦ બાયડના ભુરાલાલ નાથજીભાઇ વ્યાસના બે ચી૦ ,,

૧—૦—૦ લલ્લુભાઈ છગનલાલ પુરોહિત બાયડાનાં લગ્ન પ્રસંગના ઉત્સવનો આવ્યો.

૧—૦—૦ નાથજીભાઈ મુળજીભાઇ પુરોહિત. ,, ,, ,, ,, ,,

૦—૬—૦ શ્રી વ્યાજખાતે જમા. બાબતે રૂા. ૧૫૦) તા. ૨—૭—૧૪ થી તા.

૧૭-૮-૧૪ સુધી સેવિંગ્સબેંકમાં મુકયા હતા તેના વ્યાજના.

૧૩૩-૦-૦ શ્રી વાર્ષિક આવક ખાતે જમા. બાબતે ૧૯૭૨ ની સાલના નવું મંડળ બંધાયા પછીના મેમ્બરોના વાર્ષિક લવાજમના આવ્યા તે નીચે પ્રમાણેઃ—

| | | | |
|---|---|---|---|
| ૫ | ભોગીલાલ અનોપરામ પુરોહિત | ૨ | જગન્નાથ ગોપાલજી જોશી. |
| ૨ | બાળકૃષ્ણ જાગેશ્વર. | ૨ | ભુરાલાલ નાથજીભાઈ વ્યાસ. |
| ૩ | ભુરાભાઇ રણછોડ જોષી. | ૧૫ | ગણપતરામ ઘેલાભાઇ જોષી. |
| ૨ | નારણદાસ કાળીદાસ ભટ્ટ. | ૩ | ચુનીલાલ પીતાંબર જોશી. |
| ૧૮ | નર્મદાશંકર છગનલાલ જોષી. | ૫ | આશારામ દલપતરામ જોષી. |
| ૫ | જીણાલાલ હરગોવિન્દ જોષી. | ૫ | બાપુલાલ દલસુખરામ જોષી. |
| ૫ | જ્યેષ્ટારામ જયશંકર જોષી. | ૪ | સોમેશ્વર ગીરધરભાઇ જોષી. |
| ૫ | ડાહ્યાશંકર ઘેલાભાઇ જોષી. | ૨ | મોહનલાલ માણેકલાલ જોષી. |
| ૫ | ડાહ્યાશંકર હરગોવિન્દ જોષી. | ૨ | કાદરલાલ પીતામ્બર જોષી. |
| ૨ | છોટાલાલ ભુલાભાઇ પાઠક. | ૨ | કેશવલાલ લક્ષ્મીરામ પંડયા. |
| ૫ | રણછોડભાઈ મયારામ જોષી. | ૨ | નાથજી નંદરામ પંડયા. |
| ૨ | જયશંકર વજેરામ પુરોહિત. | ૨ | ગીરધર મોતીરામ પંડયા |
| ૨ | લક્ષ્મીરામ જાગેશ્વર જોષી. | ૨ | મગનલાલ ભોગીલાલ પંડયા. |
| ૫ | દયાશંકર ગીરધરલાલ પંડયા. | ૫ | હરીલાલ દયારામ પુરોહિત |
| ૨ | લલ્લુભાઈ દુર્લભરામ પુરોહિત | ૨ | બે કાદરલાલ પુરૂષોત્તમ ભટ્ટ. |
| ૨ | પુંજાલાલ જીવરામ દવે. | | મેમ્બર નહિ છતાં વાર્ષિક મદદ આપનાર |
| ૨ | કેશવલાલ પ્રજારામ પુરોહિત. | ૧ | મણીલાલ કાદરલાલ વ્યાસ. |
| ૨ | મુળજીરામ મહાસુખરામ જોષી. | ૧ | ચુનીલાલ મનછારામ ભટ્ટ. |
| ૨ | દલસુખરામ પ્રભુરામ ઉપાધ્યાય. | | |

૧૩૩

૨૧-૧૨-૦ શ્રી પરચુરણ આવક ખાતે જમા બાબતે નીચે પ્રમાણે ૧૯૭૨ની સાલમાં આવ્યા તે.

૮ નર્મદાશંકર છગનલાલ જોષી. ગોધરાના. ચી૦ રામપ્રસાદને ઉપવીત આપ્યાના ઉત્સવ નીમીતે.

૫ ડાહ્યાભાઇ હરગોવિન્દ જોશી વનોડાના. ચી૦ ઉમાશંકરના ઉપવીત આપ્યાના ઉત્સવના.

૦।। જગન્નાથ ગોપાળજી જોષી ગોધરાના. ,,

૫ છગનલાલ સેવકરામ શર્મા ડાસરાનાએ સ્વખુશીથી મદદ અર્થે આપ્યા તે.

૩ા દયાશંકર ઘેલાભાઇ જોશી ગોધરાના. ચી૦ આદીત્યરામનાં પત્નીના શ્રીમંતના ઉત્સવ નીમીતે.

૩-૬-૩ શ્રી વ્યાજ ખાતે જમા. બાબતે દોશી મંગળદાસ ભુરાભાઈ ઓધવજી વાળાનો હિસાબ કરતાં વ્યાજના આવ્યા તે.

૧૦૧-૦-૦ ગંગાસ્વરૂપ બાઈ સુરજ. જોશી જયશંકર સુત જ્યેષ્ઠારામનાં માતુશ્રીના અનામત ખાતે જમા. ( ડાકોરના ) બાબતે અનામત ખાતાના નિયમો મુજબ ફંડમાં અનામત તરીકે આવ્યા તે.

---

૧૭૧-૧૪-૦ ૧૯૭૦ ની સાલના.
-૫ - ૫-૩ ૧૯૭૨ ની સાલના.

---

૪૩૦-૧૩-૩ કુલ આવક.

—:ખર્ચ:—

૫૪-૧૧-૩ શ્રી વિદ્યોતેજક ખર્ચ ખાતે ઉધાર-બાબત નીચે પ્રમાણેઃ—

૫—૧૦-૬ રા. નર્મદાશંકર ભોગીલાલ પુરોહિતને મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરવા બદલ માનપત્ર આપતાં ખર્ચ થયું તે.

૧૦—૦-૦ બાઈ ડાહી રાજારામ ડાકોરનાંને ગુજરાતી ચોથા ધોરણનો અભ્યાસ કરતાં હાઈ સ્કૂલમાં દાખલ થવાની ઈચ્છા રાખવાથી રૂા. ૨) પ્રમાણે માસિક સ્કોલરશીપના માહે મે સને ૧૯૧૬ થી શરૂ કરતાં સપ્ટેમ્બર સને ૧૯૧૬ સુધીના આપ્યા તે.

૫—૧—૦ લુણાવાડાની સંસ્કત શાળામાં અભ્યાસ કરતા વખતપુરના ત્રણ વિદ્યાર્થી અંબાલાલ પીતામ્બર ઉપાધ્યાય, દલસુખ મનસુખ ઉપાધ્યાય તથા ચુનીલાલ નાથજી ઉપાધ્યાયને પોતાને જોઇતાં સંસ્કૃત પુસ્તકો મોકલ્યાં તેના.

૧૪—૯—૩ ગોધરાના વિદ્યાર્થી રતિલાલ જગન્નાથને ઈંગ્લીશ ફર્સ્ટ સ્ટેન્ડર્ડમાં બેસાડી ફી, ચે.પડીઓ આપવી શરૂ કરી તેના માહે જુન સને ૧૯૧૬ થી ડીસેમ્બર ૧૯૧૬ સુધીના

૧૮—૧૩—૬ જ્ઞાતિમાં બાળકોને ઈનામની બુકો આપી તેના નીચે પ્રમાણેના:—

| | | | |
|---|---|---|---|
| ૨—૪—૩ | ગીરજાશંકર ચુનીલાલ ભટ્ટ | ૦—૨—૬ | નર્મદાશંકર ડાહ્યાભાઈ જોષી |
| ૦—૩—૦ | રતિલાલ અંબાલાલ જોષી | ૨—૦—૦ | ઉમીઆશંકર ડાહ્યાભાઇ જોષી (સારી સન્ધ્યા શીખ્યા બદલ) |
| ૦—૨—૦ | મગનલાલ બાપુજી જોષી | | |
| ૦—૩—૬ | હરીલાલ દેવશંકર જોષી | ૦—૮—૬ | ઉમીઆશંકર રેવાશંકર જોષી |
| ૦—૩—૯ | મણીલાલ શોમેશ્વર ,, | ૦—૮—૯ | રમણલાલ રણછોડભાઇ જોષી |
| ૦—૫—૦ | મુળજી શોમેશ્વર પાઠક | ૦—૬—૦ | કુબેરભાઈ રણછોડભાઇ ઉપા૦ |
| ૦—૮—૦ | નટવરલાલ લક્ષ્મીરામ જોષી | ૦-૧૩-૦ | શ્રીલાલ જીણાલાલ જોષી |
| ૦—૮—૦ | ચીમનલાલ ચુનીલાલ ભટ્ટ | ૦—૯—૦ | કાન્તીલાલ જીણાલાલ જોષી |
| ૦—૮—૦ | નર્મદાશંકર લલ્લુભાઇ જોષી | ૦—૮—૦ | છોટાલાલ ત્રિભુવન ઉપા૦ |
| ૧—૦—૦ | ચીમનલાલ બુરાભાઇ વ્યાસ | ૦-૧૧ ૩ | રતિલાલ ધીરજલાલ જોષી |
| ૦—૭—૩ | વાડીલાલ બુરાભાઈ ,, | ૦—૬—૩ | રતિલાલ જગન્નાથ જોષી |
| ૦—૩—૬ | અંબાલાલ કેશવલાલ પંડયા | ૦—૭—૩ | સવિબ્હેન રેવાશંકર જોષી |
| ૧—૦—૩ | પ્રાણશંકર પરૂષોતમદાસ પંડયા | ૦—૨—૬ | મણીબ્હેન જગન્નાથ જોષી |
| ૨—૦—૦ | છોટાલાલ દયાશંકર પંડયા | ૦—૨—૬ | સુભદ્રાબ્હેન ધીરૂભાઈ જોષી |
| ૦—૮—૯ | મોહનલાલ મયારામ પંડયા | ૦—૧—૩ | જયશંકર જગન્નાથ જોષી |
| ૦—૫—૦ | ઉમીઆશંકર ડાહ્યાભાઈ જોષી | ૦—૬—૦ | કેશવલાલ દામોદર દવે |
| | | ૦-૩-૯ | મણીલાલ હરગોવિન્દ ભટ્ટ |
| | | ૦-૧૦-૦ | જડીબ્હેન મગનલાલ દવે |

૧૯—૪—૬ કુલ્લ

૦—૭—૦ ગોધરાના બાળકો માટે પુસ્તકો લાવતાં કમીશન મળ્યું તેના.

૧૮-૧૩-૬ નક્કી.

૧૦--૯--૯ શ્રી કન્ટીજન્ટ ખર્ચ ખાતે ઉધાર બાબતે છપામણ, કાગળ, પોષ્ટેજ, ચોપડા, ઈત્યાદિમાં ખર્ચ થયું તે.

૬૫--૫--૦ કુલ્લ ખર્ચ
૩૬૫--૮--૩ સિલક આવતા વર્ષ સારૂ
૩૬૪--૮--૩ રોકડા નગદી
૧--૦--૦ ઇનામના પુસ્તક વધેલાં છે.

૩૬૫--૮--૩

૪૩૦--૧૩--૩

ડુવા મુકામે થએલા મેમ્બરો પૈકી જેમનું લવાજમ બાકી છે તે—

૧ જયશંકર વજેરામ પુરોહિત
૧ બાપુજી જેઈતારામ પુરોહિત
૧ મોનલાલ રણછોડ જોષી
૧ નાથાલાલ નંદરામ પંડયા
૧ ગણપતરામ ખુશાલજી ભટ્ટ
૧ સેવકરામ દુલભરામ જોષી
૧ ગીરધરભાઈ મોરારજી જોષી
૧ નાથજી અભેરામ પંડયા
૨ નર્મદાશંકર ભાઈશંકર દવે
૧ છગનલાલ જગજીવન ઉપાધ્યાય
૧ લલ્લુભાઈ કલ્યાણજી ઉપાધ્યાય
૫ જીવરામ ગોવિંદરામ પંડયા
૧ જાગેશ્વર શીવરામ ઉપાધ્યાય
૧ કાળીદાસ ઈશ્વર ઉપાધ્યાય
૧ છગનલાલ સેવકરામ પંડયા

૨) દલપતરામ નાથજીભાઈ ઉપાધ્યાય.
૨) જયરણછોડ ભોગીલાલ પંડયા ડાકોર.
૧) જીવરામ કલ્યાણજી ઉપાધ્યા ટીંબા.
૧) સોમેશ્વર ભુલાશંકર પાઠક
૧ છગનલાલ કલ્યાણજી ઉપાધ્યા ટીંબા.
૧ દલપતરામ અંબારામ પુરોહિત બાયડ.
૨ કોદરલાલ પુરૂત્તમ ભટ્ટ વનોડા.
૨૦ અંબારામ દલસુખભાઈ જોષી ગોધરા.
૫ મગનલાલ ભોગીલાલ જોષી ડેસર.
૩) મગનલાલ મુળજીભાઈ જોષી શહેરા
૨) ગીરજયાશંકર છગલાલ જોષી ગોધરા
૧) ગણપતરામ જયદેવભાઈ ગોર શેહેરા.
૨) લક્ષ્તીરામ જાગેશ્વર જોષી વનોડા.
૧ બાપુભાઇ પુરૂષોતમ ઉપાધ્ય ખારોલ.
૨ કેશવલાલ લક્ષ્તીરામ પંડયા ડેસર.
૧ જીવરામ ઇશ્વરભાઇ ભટ્ટ જીતપુરા.
૩ રણછોડભાઇ જાદવભાઇ જોષી શહેરા.

ઉપરના જે બંધુઓનું લવાજમ બાકી છે. તેઓને વિનંતિ કે મંડળી પર કૃપા કરી તેઓ પોતાનું લવાજમ આ સાલ જમા કરાવશે. તો ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે.

સને ૧૯૭૨ની સાલના મંડળના નવા બંધારણમાં થએલા મેમ્બર તેમ સહાયક બંધુઓ પૈકી બાકી જેમનું લવાજમ બાકી છે તે:—

૫ અમ્રતલાલ રામજીભાઇ જોષી ડેસર. ૧ લલ્લુભાઇ બાપુજી ઉપાધ્યા વનોડા.
૨ મગનલાલ દલપતરામ ઉપાધ્યાય વનોડા ૧ મંછારામ બાસજી જોષી ,,
૨ લલ્લુભાઇ બહેચરભાઇ જોષી વનોડા ૧ અંબારામ બાપુજી દવે જંત્રાલ.
૨ દલપતરામ મુળજીભાઇ જોષી જીનપુરા. ૬ લલ્લુભાઈ જીવરામ દવે કાળસર.
( ચાલુ સાલમાં લવાજમ. આવી ગયું છે. )

ઉપરના બંધુઓને પોતાના ચાલુ સાલના લવાજમ સાથે આ લવાજમ પણ જમા કરાવવા વિનતિ છે.

## —સંમેલન ખર્ચ:—

| | |
|---|---|
| ૨–૫–૬ | દહીં દૂધ |
| ૧–૧૧–૬ | ચા, પાન ઈત્યાદિ. |
| ૩–૪–૦ | નોકર પગારના. |
| ૧–૧૪–૦ | સરપણ |
| ૩–૮–૦ | રસોઇઆને. |
| ૨–૦–૦ | શુકલ દક્ષિણ. |
| ૦–૯–૯ | ફુલહાર. |
| ૪–૪–૦ | શાકભાજી. |
| ૦–૧૦–૦ | પત્રાવળ |
| ૨૭–૮–૯ | અનાજ ઘી વગેરે રસોઈની સામગ્રી |
| ૦–૧૦–૦ | પરચુરણ |
| ૪૮–૫–૬ | કુલ ખર્ચ |

કુલ ખર્ચ પૈકી રૂ. ૩૫–૦–૦ સંમેલનમાં પધારનાર મેમ્બર બંધુઓ તરફથી આવતાં બાકીના રૂ. ૧૩–૫–૬ શ્રીયુત નર્મદાશંકર છગલાલ જોષી, શ્રીયુત ગણપતરામ ઘેલાભાઈ જોષી, શ્રીયુત ડાહ્યાભાઇ હરગોવિન્દ જોષી, શ્રીયુત જ્યેષ્ટારામ જયશંકર જોષી આ ચાર બંધુઓએ સ્વેચ્છાથી જોડી લીધા છે. જે માટે આ મંડળ તેમનો ખાસ આભાર માને છે.

હવે પછીનાં વાર્ષિક સંમેલન નીચેના નિયમો નકકી કરવામાં આવ્યા છેઃ

૧ પ્રતિવર્ષે કોઇપણ અનુકુળ સમયે અને અનુકુળ સ્થાને વાર્ષિક સંમેલન કરવામાં આવશે આ વાર્ષિક સંમેલન પોતાને ત્યાં કરવા માટેની માગણી અમુક સ્થળના બંધુઓ કરશે ને અનુકુળતા હશે તે પ્રમાણે સ્વીકારી આવતું સંમેલન કયા સ્થળે ભરવું તે પહેલા સંમેલન વખતેજ નકકી કરવામાં આવશે.

૨ વાર્ષિક સંમેલનમાં ભાગ લેવા ઇચ્છનાર સર્વ બંધુઓએ પોતાના ખર્ચે પધારવું જોઇશે.

૩ સંમેલન સ્થળ, સંમેલનમાં મુકરર કરેલા દિવસો તેમજ સ્થળ સમયાનુસાર ખર્ચનો આંકડો સંમેલન અગાઉસર્વ બંધુઓને વિજ્ઞપ્તિ પત્રદ્વારા નિવેદન કરવામાં આવશે.

૪ ખર્ચને માટે નક્કી કરેલી રકમ દરેક બંધુએ સંમેલનમાં હાજર થઈ તરતજ ભરી દેવી જોઇશે, અને તે ઉપરથી તેમને માટે સર્વ ગોઠવણુ કરવામાં આવશે કોઈ વ્યક્તિ પાસેથી ખર્ચ સ્વીકારવું યા નહિ તે પ્રમુખની સત્તામાં રહેશે.

૫ દરેક વાર્ષિક સંમેલનમાં સર્વ મેમ્બર બંધુઓએ અવશ્ય ભાગ લેવોજ પડસે છતાં કંઇ અનિવાર્ય કારણથી ભાગ ન લઈ શકે, તેમણે પોતાના નહિ પધારવાનાં કારણો સહ સંમેલન પ્રત્યેની પોતાની સંમતિ દર્શક પત્ર સંમેલનના પ્રથમ દિવસ સુધીમાં મળે તેવી રીતે મોકલી આપવો,

૬ દરેક મેમ્બરબંધુ નવું વિક્રમ વર્ષ શરૂ થતાં પોતાનાં મેમ્બર શીપનાં નાણાં સેક્રટરી તરફ મોકલી પહોંચ મેળવશે. છતાં જેમનાં બાકી હોય તેમણે સંમેલન પહેલાં કોઇ રીતે ભરી દેવા અગર સંમેલન વખતે ભરી દેવા અવશ્ય ગોઠવણુ કરવી.

૭ સંમેલન માટે પ્રમુખ નીમવા બાબત મેમ્બરોના મત મેળવી. વધું મતે ચુંટણી કરી પ્રમુખનું નામ અગાઉથી નક્કી કરી વિજ્ઞપ્તિ પત્રમાં બતાવવામાં આવશે, જેથી પ્રમુખને તૈયાર થવાની તક મળે વિદ્યોતેજક ફંડમાં રૂા. ૧૦૦ અને તે ઉપરન્તની રકમ ભરનાર ગૃહસ્થના ત્રણ મત ગણી શકાશે.

૮ સંમેલનના સઘળા દિવસોમાં સામાન્ય રીતે નીચે પ્રમાણે કાર્યક્રમ રાખવામાં આવશે.

સવારના ૬ થી ૯. સ્નાન સંધ્યાદિ નિત્યકર્મમાં ગાળવામાં આવશે. સ્થળની અનુકુળતા હશે તો સર્વ બંધુઓએ સાથે બેશીનેજ સંધ્યાદિ કર્મ કરવું પડશે.

સવારના ૯ થી ૧૧ વ્યવસ્થિત રીતે ભોજનાદિથી પરવારમાં આવશે

સવારના ૧૧ થી ૧ આરામ લેવો તેમ કોઇ ખાનગી પ્રવૃત્તિમાં જોડાવા અર્થે છે.

દિવસના ૧ થી ૬ જાહેર મીટીગ રાખવામાં આવશે, આ મીટીંગમાં મંડળીના હેતુઓ સંબંધી ચર્ચા કરવામાં આવશે.

દિવસના ૬ થી ૮ બહાર હરવા ફરવા તથા સાયંસન્ધ્યા માટે છે.

રાત્રિના ૮ થી ૧૦ સાંજના વાળુમાં વ્યવસ્થિત રીતે જોડાવા અર્થે છે?

,, ૧૦ થી ૧૧ ભજનકિર્તિનાદિ માટે છે.

,, ૧૧ થી ૬ સામાન્ય નિદ્રાને માટે છે.

મધ્યાન્ સન્ધ્યા કરનારને પણ સમય અનુકુળ આવે તેવી ગોઠવણ છે. વળી ઉપરોક્ત સમય મંડળના બંધુઓને નિયમિતપણું અને વ્યવાસ્થતપણું અનુભવવાથી થતા લાભના આદર્શરૂપ થઇ વ્યવહારમાં અતિ લાભદાયી થશે. માટે સર્વ બંધુઓને સંમેલનના પ્રથમ દિવસથીજ પધારી નિયમીત કાર્યક્રમમાં જોવા વિનતિ છે. કોઇપણ વખતે અનિયમીત થનાર બંધુની રાહ ન જોતાં તે કાર્ય શરૂ કરવામાં આવશે. વળી ઉપરના ક્રમમાં કોઇપણ સમયે જરૂર જણાએથી ફેરફાર કરવામાં આવશે. અને તેમ થશે તો સર્વ બંધુઓને તે સંબંધી અગાઉથી ખબર આપવામાં આવશે.

૯ આપણી જ્ઞાતિના સર્વ બંધુઓને આ સંમેલનમાં ભાગ લેવાની છુટ છે તેમ આપણી જ્ઞાતિના બીજાં તડના બંધુઓ પણ ઇચ્છા હશે તો ભાગ લઇ શકશે.

૧૦ મેમ્બર સિવાયના કોઇપણ બંધુને મિટીંગ વખતે ભાષણ કરવા માટે અગાઉથી પ્રમુખની મંજુરી મેળવવી પડશે.

૧૧ મિટીંગમા ભાષણ કરનાર કોઇપણ બંધુ કોઇપણ વ્યક્તિને અંગત કટાક્ષ કરી શકશે નહિ. છતાં તેમ કરશે તેમને પ્રમુખ તેજ વખતે અટકાવી બેસી જવાની આજ્ઞા કરશે.

૧૨ દરેક બંધુઓએ પોતાને કરવાના ભાષણની નોંધ ( નકલ ) ભાષણ કરતાં અગાઉ પ્રમુખને સોંપવી પડશે, તેમ નહિ કરનારના ભાષણની નોંધ રિપોર્ટમાં લઇ શકાશે નહિ.

૧૩ જ્ઞાતિમાંના અરસપરસના ચડસ તેમ તકરારો હૃદયમાંથી દૂર કરી સર્વ જ્ઞાતિ બંધુઓએ સામ્યવૃત્તિથી ભ્રાતૃભાવ વધારવા પ્રયત્ન કરવો મંડળના હેતુને સંબંધ ધરાવતી ન હોય, તેવી કોઇપણ બાબત સંમેલનના દિવસોમાં ચર્ચવા દેવામાં આવશે નહિ

૧૪ પથારી ઇત્યાદિની સર્વ સગવડ સ્વાગત કમીટિના ચેરમેન કરી લેશે છતાં લાવવાની અનુકુળતાવાળાં સ્થળના બંધુઓએ અવશ્ય પથારીનું સાધન સાથે રાખવું,

## મેમ્બર બંધુઓને વિજ્ઞપ્તિ.

નીચેના નમુનામાં બનાવેલી પોતાની તેમ પોતાના કુટુમ્બની સર્વ હકીકત તૈયાર રાખી આવવી. સંમેલન વખતે સેક્રટરીએ તે બાબતનારાખેલા પત્રકમાં ભરાવવી અને જે બંધુઓ સંમેલનમાં પધારી ન શકે, તેમણે અવશ્ય સમેલન પહેલાં સેક્રેટરીને પોષ્ટદ્વારા કે બીજી કોઇ રીતે મોકલી આપવા કૃપા કરવી.

# શ્રીગૌડ શુભેચ્છક મંડળના મેમ્બરોની હકીકતના પત્રકનો નમુનો:—

| નંબર. | મેમ્બરનું નામ. | કુટુમ્બના માણસોનાં નામ (પોતાના આશ્રયમાં રહેનાર સંબંધીનાં નામ લખવાં. | અટક. | કુટુમ્બના માણસોનો તે મેમ્બર સાથેનો સંબંધ. | વતન. | ગોત્ર. | પ્રવર. | શાખા. | જન્મતિથિ (સંવત તથા ઇ. સ. ને શાકે સહિત.) | ધંધો રોજગાર અથવા નોકરી શું છે તે. | મેમ્બરનું શિક્ષણ. | વિશેષ હકીકત. |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| | | | | | | | | | | | | |

ટીપ—જ્યારે જ્યારે પોતાનું શીરનામું બદલાય ત્યારે ત્યારે નવા શીરનામાનો પત્ર સેક્રેટરીને લખવા કૃપા કરવી જેથી આવશ્યક પત્રવ્યવહાર કરવાને સુગમ પડે.

સંવત ૧૯૭૨ ની દીપોત્સવીના શુભ દિવસે ગોધરાના બાળકોને ઇનામ આપવાનાં હોવાથી શ્રીયુત છગનલાલ સેવકરામ જોષીના અધ્યક્ષપણા નીચે ગોધરા નિવાસી જ્ઞાતિબંધુઓની મિટીંગ ભરવામાં આવી હતી. શરૂઆતમાં બાળકોના કેટલાક વિનોદ પછી અધ્યક્ષના હાથે ઇનામ વહેંચાયાં હતાં. બાદ પાન ગુલાબ થયા પછી નીચેના બંધુઓ મંડળમાં મેમ્બર તરીકે દાખલ થયા હતા.

૨ ધીરજલાલ છગનલાલ જોષી.

૨ દેવાશંકર હરજીવન જોષી

૨ દામોદર ભોગીલાલ પંડયા

આ પ્રમાણે મંડળમાં અત્યાર સુધીમાં કુલ ૪૧ મેમ્બરો થયા છે, જે પૈકી ડેસરના શ્રીયુત મગનલાલ ભોગીલાલ પંડયા કે જેઓ મંડળ પ્રત્યે ઘણો ઉત્સાહ ધરાવતા હતા, તેમનો અકાળે દેહોત્સર્ગ થયો છે. તેમજ ડાકોર મુકામે નવા મેમ્બર થએલા બાયડના વતની શ્રીયુત્ ભુરાલાલ નાથજીભાઇ વ્યાસ કે જેઓ પોતાના દેશી વૈદ્ય તેમ ડોકટર તરીકેના અનુભવથી તેમ શાન્ત સ્વભાવથી લોકપ્રિય થઇ જ્ઞાતિમાં પણ પોતાના અનુભવવડે પરોપકાર કરતા હતા તથા મંડળ પ્રત્યે અતિ શુભ વલણ ધરાવતા હતા તેમનો પણ થોડા વખતપર અકાળે દેહોત્સર્ગ થયો છે જેથી તેમના કુટુંબમાં ફેલાએલી દીલગીરીમાં આ મંડળ ભાગ લે છે. તેમ તે બાબતનું દીલાસાપત્ર પણ તેમના કુટુંબપર મંડળ તરફથી મોકલવામાં આવ્યું છે જેની અત્રે દીલગીરી પૂર્વક નોંધ લેવામાં આવે છે. ઇશ્વર તે બન્નેના આત્માને શાન્તિ અર્પો!!

## જ્ઞાતિ બંધુઓની વિજ્ઞપ્તિ.

આ મંડળમાં મેમ્બર તરીકે નિયમો પાળવાની શરતે રૂા. ૨)માં અગર તેથી વધુ કંઇ પણ રકમ વાર્ષિક લવાજમ તરીકે ભરી મેમ્બર તરીકે દાખલ થઇ શકાય છે. તે સિવાય પોતાને ત્યાંના શુભ અશુભ પ્રસંગ નિમીતે કોઇના સ્મરણ નિમીતે કે ફકત સ્વખુશીથી વાર્ષિક અગર ઉચક

રૂા. ૧) ઉપરાન્ત ગમે તેટલી રકમ આપવામાં આવે, તો તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે. તથા તેમાંના વાર્ષિક મદદ આપનારને આ મંડળના સહાયક તરીકે ગણવામાં આવશે જે રકમ ફંડમાં આપવામાં આવે છે, તેની મંડળ તરફથી છાપેલી પહોંચ આપવામાં આવે છે અને વાર્ષિક રિપોર્ટમાં પણ આપેલી મદદ સાથે તેમના નામ જાહેર કરવામાં આવે છે. માટે આ મંડળના હેતુ તરફ લક્ષ ખેંચી વિદ્યાદાન તથા જ્ઞાતિ સુધારાના મહદ્ કાર્યમાં ભાગ લેવાની તકનો લાભ લેવા સર્વ બંધુઓને વિનંતિ કરવામાં આવે છે.

**સર્વ મેમ્બર બંધુઓને !**

**" अनारंभो हि कार्याणां प्रथमं बुध्धि लक्षणम् ।**
**आरब्धस्यान्तः गमनं द्वितीयं बुध्धि लक्षणम् ॥ "**

આ સુત્ર અહોનીશ ધ્યાનપર રાખી મંડળની તેમ ફંડની અભિવૃદ્ધિ અર્થે તનમન ને ધનથી સતત પ્રયત્ન કરવા વિનંતિ છે પરમાત્મા સર્વ જ્ઞાતિબંધુઓમાં તેવી સદબુદ્ધિ પ્રેરે !!

॥ इति संपूर्णम् ॥

# શુદ્ધિપત્ર.

કેટલીક અડચણોને લેઇ રિપોર્ટ જોઇએ તેટલો શુદ્ધ છપાયો નથી, તેથી **જરૂર જેટલી** શુદ્ધિ નીચે કરી છે. તે સુધારી લેવા સુજ્ઞ વાંચકોને વિનંતિ છે.

| પૃષ્ટ | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૨૨ | મીટીંનું | મીટીંગનુ |
| ૭ | ૨૧ | त्रिताये | तृतीये |
| ,, | ,, | कारिष्यसी | कारिष्यति |
| ૧૩ | ૧૮ | ગોની | સોની. |
| ૨૦ | ૨૧ | लोहकारण भस्त्रेव | लोहाकार भस्त्रेव |
| ૨૭ | ૨૭ | ભસે | ભલે |
| ૩૨ | ૨ | તો આ | તો અ- |
| ૩૭ | ૨૫ | द्वादशाद्धाति | द्वादशाब्दानि |
| ૪૨ | ૮ | श्लेषाश्रु | श्लेष्माश्रु. |
| ,, | ૯ | शेदितव्यं | रोदितव्यं. |
| ૫૬ | ૧૧ | સમ્મેલેન | સમ્મેલન |
| ૩૫ | ૨૦ | વૃશ | વૃક્ષ |

વત.